1/1945

263



# ગાંધીજી સાથે અઠવાડિયું

લુઈ ફીશર  ચંદ્રશંકર શુક્લ

લુઈ ફીશર એક જગપ્રસિદ્ધ અમેરિકન પત્રકાર છે. તેઓ ગયાં ૩૫ વરસમાં યુરોપની ઘણીખરી ઐતિહાસિક વ્યક્તિઓને મળ્યા છે, ને ઘણાખરા મહત્ત્વના પ્રસંગોએ હાજર રહી તેમણે તેનું સૂક્ષ્મ અવલોકન કર્યું છે. ૧૯૪૨ ના જૂનમાં— ઑગસ્ટની ઘટનાઓ પહેલાં એ જ મહિના પર—તેઓ સેવાગ્રામમાં ગાંધીજી સાથે અઠવાડિયું રહેલા. તે વેળા તેમને ગાંધીજી સાથે થયેલી વાતચીતોનો, અતિશય કાળજીપૂર્વક નોંધી રાખેલો હેવાલ, આ પુસ્તકમાં આપેલો. હિંદી રાજકાજની અનેક ગૂંચો વિષેના ગાંધીજીના વિચારો, જે આજલગી અપ્રસિદ્ધ હતા, તે આ પુસ્તકમાંથી જાણવા મળે છે. ૧૯૪૨ ની હિલચાલ વખતે ગાંધીજીના મનમાં જે વિચારો રમી રહેલા હતા, તાત્કાળિક સ્વરાજપ્રાપ્તિ માટેની તેમની જે તાલાવેલી હતી, તેની પણ ઝાંખી આ સંવાદોમાં થાય છે. તે ઉપરાંત ગાંધીજીના સેવાગ્રામના આશ્રમનાં પણ અનેક શબ્દચિત્રો ને પ્રસંગવર્ણનો એક તટસ્થ પરદેશી મુલાકાતીની દૃષ્ટિએ આલેખેલાં જોવા મળે છે. હિંદી રાજ[illegible] સાહિત્યમાં આ પુસ્તક એક [illegible]જ પ્રકારનો ફાળો આપે છે.

કિંમત બે રૂપિયા

# ગાંધીજી સાથે અઠવાડિયું

લુઈ ફીશરના A week with Gandhi નો અનુવાદ


અનુવાદક

ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ










સોલ એજંટ

એન. એમ. ઠક્કર એન્ડ કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

: પ્રકાશક :

વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ, લિમિટેડ

૩, રાઉન્ડ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨

કિંમત બે રૂપિયા

ચંદ્રશંકર શુક્લના ઇતર પુસ્તકો



સીતાહરણ ( પાંચમી આવૃત્તિ )

પિરામીડની છાયામાં

: અનુવાદો :

ચીનનો અવાજ — લૉવેઝ ડિકિન્સન ( બીજી આવૃત્તિ )
ધર્મસંસ્થાપન — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — ગાંધીજી
રચનાત્મક કાર્યક્રમ — રાજેન્દ્રપ્રસાદ
હિંદુ જીવનદર્શન — રાધાકૃષ્ણન
મહાત્મા ગાંધી — રાધાકૃષ્ણન
અહિંસાની તાલીમ — ગ્રેગ
ગાંધીજીને જગવંદના — રાધાકૃષ્ણન
ધર્મોનું મિલન —રાધાકૃષ્ણન
ગાંધીજીના જીવનપ્રસંગ — મીલી પોલાક
પુણ્યશ્લોક ગાંધીજી ( લેખસંગ્રહ )
હિંદુ ધર્મ —રાધાકૃષ્ણન
વેદની વિચારધારા — રાધાકૃષ્ણન
ચૂપ નહીં રહેવાય — ટૉલસ્ટૉય
બે નવલકથા — ટૉલસ્ટૉય
સ્વરાજ અને સંસ્કૃતિ — રાધાકૃષ્ણન
ગીતાદર્શન — રાધાકૃષ્ણન

ઇન્ટર નેશનલ બુકહાઉસ લિમિટેડ, મુંબઈ
તથા હિંદી સરકારની મંજૂરીથી આ આવૃત્તિ પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આવૃત્તિ પહેલી, ડીસેમ્બર, ૧૯૪૪.

મુદ્રક : આર. આર. બખલે, મુંબઈ વૈભવ પ્રેસ, ગિરગામ મુંબઈ ૪.
પ્રકાશક : એમ. કે. વોરા, વોરા એન્ડ કંપની, પબ્લિશર્સ લિમિટેડ, રાઉન્ડ બિલ્ડીંગ, મુંબઈ ૨

## પ્રસ્તાવના

આ નાનકડું પુસ્તક પ્રસિદ્ધ થાય છે એમાં મારો કશો દોષ નથી. મેં ગાંધીજીના સહવાસમાં જે સાત દિવસ ગાળ્યા તેની રોજનિશી કાળજીપૂર્વક રાખી હતી. આ નોંધો રખેને ગૂમ થાય કે નાશ પામે એ બીકે, મેં અમેરિકા આવ્યા પછી તે લખી કાઢી. એ લખાણ કેટલાક મિત્રોએ જોયું, ને તેમણે મને આગ્રહ કર્યો કે મારે એ પૂરેપૂરું પ્રસિદ્ધ થવા દેવું. મેં સામી દલીલ કરી કે એ મારી હિંદની મુલાકાતનો બહુ જ અધૂરો અહેવાલ ગણાશે. મેં કહ્યું: "હિંદમાં મેં બીજી ઘણી બહુ અગત્યની વાતચીતો કરેલી, પણ તે છાપવાની મને પરવાનગી નથી. એકલા ગાંધીજી વિષેનું પુસ્તક તે કંઈ હિંદ વિષેનું સર્વગ્રાહી પુસ્તક નહીં ગણાય." મારા મિત્રોએ કહ્યું: "એ બરાબર છે. એ પ્રમાણે પ્રસ્તાવનામાં કહેજો." એટલે આ ખુલાસો અહીં કરું છું.

ગાંધીજી સાથેની મારી વાતચીતો એ જિંદગીનો એક લહાવો હતો; જીવનમાં નવું ચેતન રેડનારો અનુભવ હતો. નવી દિલ્લીમાં વાઈસરૉય લૉર્ડ લીનલીથગોએ મને કહેલું: "ગાંધી એ હિંદુસ્તાનમાં મોટામાં મોટી વસ્તુ છે." એ વાત સાચી છે. ગાંધીજી એ સૃષ્ટિનું એક અનુપમ દૃશ્ય છે. તેમના વ્યક્તિત્વ અને માનસ સાથેનો સમાગમ આપણાં વિચાર અને લાગણીને જાગૃત કરે છે. તેમણે મને કહેલી એકેએક વાત મેં લગભગ શબ્દે શબ્દ નોંધી રાખી હતી. એ નોંધ મેં આ પુસ્તકમાં ઉતારી છે. ગાંધીજી વિષેની મારી આલોચના છેલ્લા ટૂંકા પ્રકરણમાં આપેલી છે.

લુઈ ફીશર

# ઉપોદ્‌ઘાત

મિ. લુઈ ફીશરનું લખેલું આ પુસ્તક તે તાજેતરમાં ગાંધીજીની મુલાકાતે જઈ આવેલા એક અમેરિકન પત્રકારના મન પર પડેલી છાપની નોંધ છે. તેને ગાંધીજી અને મહાસભા પક્ષનો દલીલવાળો બચાવ માની એ દૃષ્ટિએ આ પુસ્તક વાંચવું સાવ અયોગ્ય ગણાશે. લેખકે કહ્યું છે તેમ, એ હિંદુસ્તાનના મહાપુરુષના સમાગમમાં આનંદભેર ગાળેલા સમયનો, એક પત્રકારે હળવી શૈલીમાં લખેલો સીધો સાદો, હેવાલ છે; અને એમનું એ કહેવું સાચું છે. એ હેવાલ બહુ કીમતી છે; કેમકે ઘણા માણસો ગાંધીજીને જે અર્ધ-ગૂઢતાભર્યા વાતાવરણમાં વસતા કલ્પી લે છે તે વાતાવરણમાંથી આ પુસ્તકનાં વર્ણનોએ તેમને બહાર આણ્યા છે. તેમજ તેમના જાહેર કામકાજના ધમસાણને લીધે તેમનો વિચાર મુખ્યત્વે રાજદ્વારી મુત્સદ્દી તરીકે જ કરવામાં આવે છે, એ ભ્રમનો નિરાસ પણ આ પુસ્તકે કર્યો છે; ને ગાંધીજી તેમને ઘેર રહે છે ત્યાં તેમની આસપાસ સ્નેહ, મીઠાશ ને આનંદનું જે માનવસહજ વાતાવરણ છે તેનો ચિતાર એમાં આપ્યો છે. જે વખતે કેટલાક ગાંધીજીની વધારેપડતી સ્તુતિ કરે છે ને ઘણા તેમની કીર્તિને નિન્દાથી કલંકિત કરવા મથે છે, એવે વખતે — કેટલીક બાબતોમાં કદાચ લેખકના મત કરતાં સાવ જુદો જ મત વાચકના મનમાં બંધાય એ સંભવિત છે તોપણ — સમભાવપૂર્વક આલેખેલું આ શબ્દચિત્ર ગાંધીજી ને તેમના કાર્યને સહૃદયતા ને વિવેકપૂર્વક સમજવામાં મદદગાર નીવડ્યા વિના નહીં રહે.

કાર્લ હીથ

# આમુખ

લુઈ ફીશર એક જગપ્રસિદ્ધ પત્રકાર, અથવા કહો કે અખબારનવીસ, છે. ૧૯૧૮ માં તેમણે યુરોપની ભૂમિ પર ધંધાને અંગે પહેલવહેલો પગ મૂક્યો ત્યારથી ૧૯૩૯ લગીનાં ૨૧ વરસમાં યુરોપની ઘણીખરી મહત્ત્વની ઘટનાઓ વખતે તેઓ હાજર હતા, ને ઘણાખરા દેશોની પ્રસિદ્ધ રાજદ્વારી વ્યકિતઓ સાથે તેમણે વાતો કરેલી. એ વરસોમાં તેમણે નિહાળેલી ઘટનાઓ ને વ્યકિતઓનાં અત્યંત રસિક વર્ણનો ને શબ્દચિત્રો તેમણે પોતાની આત્મકથા 'Men and Politics' (માણસો ને રાજકારણ) માં આપ્યાં છે. જગતના રાજકારણના અભ્યાસીઓએ એ પુસ્તક વાંચવા જેવું છે. યુરોપના રાજકારણનાં અનેક પ્રસંગો ને ગૂંચોને નવી ને યથાર્થ દૃષ્ટિએ જોવામાં એથી ઘણી મદદ થાય એમ છે. તે ઉપરાંત તેમણે સોવિયેટ રશિયાના રાજ્યપ્રકરણનો ઇતિહાસ પણ બે ભાગમાં લખેલો છે.

૧૯૪૨ ના જૂનમાં તેમણે ગાંધીજીની સાથે સેવાગ્રામમાં રહી હિંદના રાજકારણને વિષે જે અગત્યની વાતચીતો કરેલી તેનો હેવાલ પ્રસ્તુત પુસ્તકમાં આપેલો છે. એમાંની કેટલીક માહિતી તો વિશાળ વાચકવર્ગને કદી જાણવા ન મળત એ પ્રકારની છે. એ પ્રસિદ્ધ કરી તેમણે જે સેવા કરી છે તે માટે વાચકો એમનો આભાર જ માનશે. તેઓ સાનંદાશ્ચર્યપૂર્વક નોંધે છે કે 'હું એમને વિષે શું લખીશ કે હું એમના શબ્દો કેવી રીતે ટાંકીશ એની ગાંધીજીએ કદી ફિકર નથી રાખી.' એ આ પત્રકારને વિષેનો ગાંધીજીનો વિશ્વાસ સૂચવે છે. ગાંધીજી સાથેની વાતચીતોના ખોટા કે ભૂલભરેલા હેવાલો આપનાર પત્રકારોએ કેટલેક મહત્ત્વને પ્રસંગે નુકસાન પણ કર્યું છે. ૧૯૩૧ માં રોમના એક ઇટાલિયન પત્રકારે પ્રસિદ્ધ કરેલો ગાંધીજી સાથેની મુલાકાતનો સાર

બનાવટી હેવાલ એ પ્રકારનું એક ભયંકર ઉદાહરણ છે. આ પુસ્તકમાં આપેલી વાતચીતો દરમ્યાન ગાંધીજીએ મીસ મેયોનો ઉલ્લેખ કર્યો છે તે બતાવે છે કે તેમને પણ એ અંદેશો રહે જ છે. પોતે એ પ્રકારના પત્રકાર નથી, એવી જે ખાતરી ફીશરે ગાંધીજીને આપેલી તે સાચી છે એવી છાપ આ પુસ્તક વાંચતાં પડે છે. એમાં તેમણે ગાંધીજીનાં વચનો, તેમાં રહેલી સૂક્ષ્મતાના અંશો સાથે, ચોકસાઈપૂર્વક ઉતાર્યાં હશે એવી આશા એકંદરે રાખી શકાય. વળી આવી મુલાકાતોના હેવાલ આપતાં પશ્ચિમના કેટલાક પત્રકારો આસપાસના વાતાવરણનાં ખરાંખોટાં ભભકભર્યાં વર્ણનો — પોતાની કલ્પનાની પૂરણી સાથે — આપી પોતાનાં લખાણને ચટકદાર બનાવે છે; પણ એથી સત્યની સેવા ભાગ્યે જ થાય છે. એ દૂષણ આ પુસ્તકમાં નથી, એ વસ્તુ એની ઉપયોગિતામાં વધારો કરે છે. પ્રામાણિક ને તટસ્થ વૃત્તિના પત્રકારો બે દેશો વચ્ચે કે બે પક્ષો યા મુત્સદ્દીઓ વચ્ચે એલચીનું કે સંદેશવાહકનું પણ કેવું ઉપયોગી કામ કરી શકે છે, એનું પણ ઉદાહરણ આ પુસ્તક આપણને આપે છે.

આવા પ્રાસંગિક વિષયને લગતા પુસ્તકનો અનુવાદ ગુજરાતી વાચકવર્ગ આગળ રજૂ કરવાની આ તક મળ્યાને સારુ પ્રકાશક અને અનુવાદક બંનેને આનંદ થવો સ્વાભાવિક છે, એ કહેવાની જરૂર ભાગ્યે જ હોય.

ગોધરા, ૨૦–૧૦–૧૯૪૪ ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ

જૂન ૩, ૧૯૪૧

નવી દિલ્હીથી નીકળી, ગરમીથી તપી ગયેલી ને ધૂળથી ભરેલી એક્સપ્રેસ ટ્રેનમાં સત્તાવીસ કલાક ગાળી, હું રાતના સાડાઆઠે વર્ધા પહોંચ્યો. વર્ધા એ મધ્ય હિંદમાં આવેલું એક નાનકડું ગામ છે. દસ દિવસ પર મેં જવાહરલાલ નેહરૂને કહેલું કે 'મને ગાંધીજી સાથે મુલાકાત ગોઠવી આપો.' થોડા જ દિવસમાં નેહરૂએ વર્ધાથી મને લખ્યું કે 'ગાંધીજી તમને મુલાકાત આપશે. તમે વખત નક્કી કરવા માટે ગાંધીજીના મંત્રી મહાદેવ દેસાઈને લખજો.' મેં દેસાઈને ખબર આપી કે મને ગમે તે વખત અનુકૂળ આવશે. જવાબમાં તેમનો તાર આવ્યો: 'આવો — મહાદેવ દેસાઈ.'

વર્ધા સ્ટેશને હું ગાડીમાંથી ઊતર્યો ત્યાં તો સફેદ પહેરવેશવાળા એક જુવાને મારી પાસે આવીને પૂછ્યું: 'તમે ફીશર?' મેં કહ્યું: 'હા.' તેમણે કહ્યું: 'તમને લેવા માટે ગાંધીજીએ મને મોકલ્યો છે.' સ્ટેશન બહાર ટાંગો ઊભો હતો. ટાંગો એટલે એક ઘોડાની, બે પૈડાંવાળી, ગાડી. તેમાં ઉતારુઓ પાછલા ભાગમાં, હાંકનારની પાછળ, ઘોડા તરફ પીઠ કરીને બેસે છે. અંધારામાં અમે ગામ વટાવી બહારના ભાગમાં પહોંચ્યા, ને એક ઘર આગળ ઊતર્યા. એક હિંદી લક્ષાધીશ દેશભક્તે આ ઘર મહાસભા પક્ષના મહેમાનોના ઉતારા તરીકે વાપરવા આપ્યું છે. હું માળ પરની મોટી ખુલ્લી અગાસીમાં સૂઈ ગયો. મહાસભાનો કેસરી–સફેદ–લીલા રંગનો, વાવટો રાત આખી, તારના યંત્ર જેવો અવાજ કરતો, ફફડતો હતો.

જૂન ૪, ૧૯૪૨

હું વહેલો ઊઠ્યો, ને એક દાંતના ડાકટર ગાંધીજીને મળવા જતા હતા તેમની સાથે ટાંગામાં બેસી સેવાગ્રામ જવા નીકળ્યો. ગાંધીજી જ્યારે જેલમાં ન હોય ત્યારે આ ગામડામાં રહે છે. દાંતના ડાકટર કહે ઇંગ્લંડ 'સમજુ શેઠ' છે. મેં એમની પાસે ગાંધીજી વિષે વાત કરાવવાનો પ્રયત્ન કર્યો. પણ એમણે તો આગ્રહપૂર્વક રાજકાજની જ વાતો ચલાવી.

ટાંગો થોભ્યો. હું કૂદકો મારીને ઊતરી પડ્યો. ત્યાં તો સામે એક ઊંચી, ઘઉંવર્ણી–છતાં–ગૌર એવી આકૃતિ જોઈ. એ ગાંધીજી પોતે જ હતા. હું લાંબાં ડગલાં ભરતો, ઉતાવળી ચાલે, તેમની પાસે ગયો. તેમની બંને બાજુ ચાલતી અક્કેક બહેનને ખભે તેમણે હાથ ટેકવ્યા હતા. તેમના પાતળા ઘઉંવર્ણા પગ તેમના કચ્છ સુધી ઉઘાડા હતા. પગે ચામડાનાં ચંપલ હતાં. ખભાની આસપાસ સફેદ ખાદીની ચાદર ઓઢેલી હતી. માથે ગડીવાળો સફેદ રૂમાલ હતો. કોઈ અંગ્રેજના જેવા લહેકાથી તેમણે કહ્યું: 'મિ. ફીશર'; અને અમે હાથ મિલાવ્યા. દાંતના ડાકટરને તેમણે આવકાર આપ્યો, ને પાછા વળ્યા. હું એમની પાછળ પાછળ ચાલ્યો. બે લોઢાના ઘોડા પર ગોઠવેલા એક લાકડાના જાડા પાટિયા પર તેઓ બેઠા, પાટિયા પર હાથ મૂક્યો, ને મને કહ્યું : 'બેસો.' પછી કહે : 'તમારી ચોપડી વિષે ને તમે કેવા પ્રકારના માણસ છો તે વિષે જવાહરલાલે મને કહ્યું છે. તમે અહીં આવ્યા તે બહુ સારું થયું. કેટલા દિવસ રહેશો ?' મેં કહ્યું : 'હું થોડાક દિવસ રહી શકીશ.'

'ઓહો !' તેઓ બોલ્યા. 'તો તો આપણે ઘણી વાતો કરી શકીશું.'

એક જુવાન ચાલતો ચાલતો એમની પાસે ગયો, નીચા પડી તેમને પ્રણામ કર્યા, ને પછી ફરીફરી લળીલળીને નમન કરવા લાગ્યો.

ગાંધીજી કહે : ‘ બસ બસ. ’ મેં ધાર્યું કે બસ એટલે અંગ્રેજીમાં ‘ઈનફ’ હોવું જોઈએ. પાછળથી મને ખબર પડી કે મારી અટકળ સાચી હતી. થોડી વારમાં બીજા બે જુવાન એ પ્રમાણે કરવા લાગ્યા, તેમને ગાંધીજીએ મોઢાના સિસકારાથી વાર્યા.

મેં પૂછ્યું: ‘ આપે આ ગામડું રહેવા સારુ કેમ પસંદ કર્યું છે ? ’ તેમણે કહ્યું: ‘ અમુક જણે — તેમણે કંઈક નામ કહ્યું, પણ હું તે સમજી ન શક્યો — મારે માટે એ પસંદ કર્યું છે. ’ હું કંઈ બોલ્યો નહીં, પણ તેમણે જોયું કે હું પેલું હિંદી નામ સમજી શક્યો નથી; એટલે તેમણે મને સમજ પાડી કે મીરાંબહેન તે કુમારી સ્લેડ કરીને એક અંગ્રેજ મહિલા છે, ને તે ગાંધીજીની સાથે ઘણા વખતથી જોડાયેલાં છે. પછી કહે: ‘ મીરાંબહેનની એવી કલ્પના હતી કે મારે હિંદુસ્તાનના મધ્યભાગમાં કોઈ ગામડામાં રહેવું. મેં કહ્યું તમે જગા શોધી કાઢો. ગામની અંદર રહેવાની મારી ઇચ્છા નથી, કેમકે ત્યાં ગંદકી ને ઘોંઘાટનો પાર નથી. અહીં ગામની ભાગોળે રહેવું સારું પડે છે. ’ દાંતના ડાકટરે બનાવટી દાંતના ચોકઠા વિષે વાત કરવા માંડી. ગાંધીજી એમને કહેવા લાગ્યા કે તેઓ જે ચોકઠું વાપરતા હતા તેનાથી ચાવવાનું બરાબર ફાવતું નથી. એક બહેન પાણીથી ભરેલો પીતળનો વાટકો લઈ આવી. તેમાં દાંતનાં ત્રણ ચોકઠાં હતાં. મેં ઊઠીને જવાનો નિશ્ચય કર્યો. ગાંધીજી કહે: ‘ સવારસાંજ તમે મારી સાથે ફરવા આવજો. તે ઉપરાંત આપણે વાતો કરવા માટે બીજો પણ વખત કાઢીશું.’ હું એમને નમન કરીને ચાલતો થયો.

મને સેવાગ્રામના અતિથિગૃહમાં ઉતારો મળ્યો હતો. અતિથિગૃહ એટલે એક ઓરડાનું પીંઢેરી ઝૂંપડું. જમીન માટીની, લીંપણવાળી; ને માથે વાંસવળીનું છાપરું. ઓરડામાં અનેક ખાટલા પડ્યા છે. આ ઓરડામાંથી એક નાનકડા રસોડામાં જવાય છે. જોડે પથ્થરની ફરસ-વાળી એક પાણીની ઓરડી પણ છે; તેમાં પતરા ને પીતળની ઘણી

ડોલો છે, ને નાહવા બેસાય એવાં પતરાનાં બે 'ટબ' પણ છે. 'બાઈ' — એટલે કે ઘરડી કામવાળી — ગામના કૂવામાંથી બેડે બેડે પાણી ભરી, માથે ઊંચકી લાવીને આ વાસણોમાં રેડે છે. ગાંધીજીએ મને કહેલું કે 'ખુરશેદબહેન તમારી સંભાળ રાખશે.' કુમારી ખુરશેદ નવરોજી પારસી છે. ઉંમર ચાળીસેકની હશે. તેમણે જાડી, પીળી ખાદીની સાડી પહેરી હતી. છ વરસ સુધી ફ્રાન્સ અને ઈટલીમાં રહી તેમણે સંગીતનો અભ્યાસ કરેલો. પણ પંદર વરસ પર એ વ્યવસાય ઊંચે મૂકયો, ને ત્યારથી ગાંધીજીની શિષ્યા બન્યાં તે બન્યાં. તેમનું કુટુંબ ધનાઢ્ય છે. તેમના દાદા (દાદાભાઈ નવરોજી), જેઓ પંચાણુ વરસની વયે પહેલા વિશ્વયુદ્ધ દરમ્યાન સ્વર્ગવાસ પામ્યા, તે વિલાયતની આમ સભાના પહેલા હિંદી સભ્ય હતા. સકલાતવાળા — સામ્યવાદી વિચારવાળા બીજા એક પારસી — બ્રિટિશ પાર્લામેંટના ત્રીજા ને છેલ્લા સભ્ય હતા.

ખુરશેદબહેન વિચક્ષણ ને ચબરાક છે. હું એમની આગળ દલીલ કરું છું કે 'હિંદુસ્તાનમાં રાષ્ટ્રવાદ પર વધારેપડતો ભાર મૂકવામાં આવ્યો છે. સ્વતન્ત્ર હિંદ કદાચ ફાસીઝમને પંથે ચડી જાય. ને તો પછી આજે અંગ્રેજી અમલમાં છે એના કરતાંયે દેશમાં ઓછી સ્વતન્ત્રતા રહે.' ખુરશેદબહેન આ વિચારસરણી કબૂલ રાખતાં નથી. એ તો પહેલાં અંગ્રેજો દેશમાંથી જાય એમ ઇચ્છે છે; પછી હિંદીઓ પોતે પોતાના સવાલોનો તોડ લાવશે. તેઓ કહે: 'અમારે તો છૂટાં થવું છે. કોઈ સ્ત્રીના ઘરમાં મહેમાનો આવીને ઘણા જ લાંબા વખતથી રહી પડ્યા હોય, ને તેઓ જાય એને માટે તે અધીરી થઈ ગઈ હોય, એના જેવી અમારી સ્થિતિ છે. એ મહેમાનોને આગલે બારણેથી વિદાય લેતા જોવાનો આનન્દ કઈ પળે મળે એની વાટ જ તે જોઈ રહી હોય છે; ને એ સિવાય બીજા કશાનો વિચાર જ તે કરી શકતી નથી.'

ખુરશેદબહેને મને ગાંધી આશ્રમમાં ફેરવી અનેક માણસોની

ઓળખાણ કરાવી. એ બધા કાં તો મહાસભાના કાર્યકર્તાઓ અથવા ગાંધીજીના મન્ત્રીઓ છે. કેટલાક તો તેમના ગુરુના ઉઘાડા ચરણ આગળ સહેજ બેસવા જ આવે છે ને ચાલ્યા જાય છે. તેઓ હિંદના જુદા જુદા ભાગમાંથી આવે છે, ને કેટલીકવાર હિંદની જુદી જુદી ભાષાઓ બોલનારા હોય છે, એટલે તેમને એકબીજા જોડે અંગ્રેજીમાં વાતચીત કરવી પડે છે. બાળકો બહુ જ દેખાવડાં છે. હું મહાદેવ દેસાઈના ઝૂંપડા આગળ થોભ્યો. તેમને માથે ટાલ છે. પેટ ફાંદવાળું છે. તેમણે માત્ર ધોતિયું પહેરેલું છે. ને ભોંય પર પાથરેલી ચટાઈ પર બેસી સાવ સાદા રેંટિયા પર કાંતે છે. જોડેના ઓરડામાં તેમનાં પત્ની બેઠાં છે. તેમણે સાડી પહેરેલી છે, ને તે પણ કાંતે છે. દેસાઈ રોજના પાંચસો વાર કાંતે છે. રેંટિયો એ બહુ જ સાદું યન્ત્ર છે. કોઈ પણ ખેડૂત એ બનાવી શકે અથવા સસ્તે ભાવે ખરીદી શકે એવું છે. દેસાઈ-એ કહ્યું કે તેઓ સારી પેઠે મુસાફરી કરે છે ને રેલવે ટ્રેનમાં પણ કાંતે છે, પણ એવી રીતે ટ્રેનમાં કાંતતા કોઈ બીજાને તેમણે કદી જોયા નથી. ગાંધીજીના ઉપદેશ અને અંગત ઉદાહરણને પ્રતાપે લાખો હિંદી ખેડૂતોએ, ગામડાંનો ઉદ્યોગ ખીલવવા ને લગભગ નાગાં એવાં કરોડો માણસોને માટે કપડાં પૂરાં પાડવા, ઘરમાં કાંતવાનું શરૂ કર્યું છે. પણ દેસાઈએ કબૂલ કર્યું કે એ ટેવ બહુ ફેલાઈ નથી, અને હિંદુસ્તાનની અર્થવ્યવસ્થામાં હાથકાંતણે હજુ અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું નથી.

મારા પેટમાં તો કૂકડા બોલવા લાગ્યા હતા. અગિયાર વાગે ખુરશેદબહેન મને ગાંધીજીના નિવાસસ્થાન પર લઈ ગયાં. અતિથિ-ગૃહથી તે સોએક વાર દૂર હશે. ગાંધીજીની કુટીરને મેડો નથી. ભીંતો વાંસનાં તાપડાંની છે, ને છાપરા પર ગામઠી રાતાં નળિયાં છે. મેં સૂવાના ઓરડામાં પહેરવાનાં મારાં સપાટ બહારના છોબંધ પગથિયા પર કાઢ્યાં, ને હું ઉપર ચડી નાનકડા ઓટલા પર ઊભો રહ્યો. ઘરનો જે એક જ મુખ્ય ઓરડો હતો તેમાં આ ઓટલા પરથી નજર નાખી શકાતી હતી.

માટીના લીંપણવાળી ભોંય પર નાખેલી ગાદી પર ગાંધીજી સૂઈ રહ્યા હતા. છાપરા પરથી એક પાટિયું લટકતું હતું, ને તેના પરથી ઝૂલતું રહે એવી રીતે કાળું કપડું લગાડેલું હતું. પાટિયાને દોરી બાંધેલી હતી. ગાંધીજીની પથારી પાસે બેઠેલા એમના એક શિષ્ય એ દોરી ખેંચતા હતા, એને લીધે પાટિયું હાલતું હતું. વીજળીના પંખાની ગરજ સારે એવો આ ગામઠી પંખો હતો. આ ગામડામાં વીજળી નથી. ગાંધીજી ઊઠ્યા ને મને કહ્યું: 'જોડા ને ટોપ પહેરી લો. એ બે ચીજ વિના અહીં નહીં ચાલે. લૂ ન લાગે એ જોજો.' એક બહેન એમના માથા પર મૂકવાનો ગડીવાળો, ભીંજવેલો ખાદીનો કકડો લઈ આવી. પછી, એક ડગલું આગળ ચાલતાં ખુરશેદબહેનને ખભે હાથ મૂકીને ગાંધીજીએ મને મિત્રભાવે કહ્યું: 'ચાલો.' અમે બે ઘર વટાવ્યાં, ને વાંસનાં તાપડાંના બાંધેલા આશ્રમના ભોજનાલયમાં આવ્યા. ગાંધીજીની પેઠે મેં પણ જોડા બહાર ઉતાર્યા. ટોપ ઉતારી ખુરશેદબહેનને આપ્યો, તે તેમણે ભીંત પર ખીંટીએ ટિંગાડી દીધો. ગાંધીજીએ એમની જોડે એક આસન મૂકીને બીજું આસન મને બતાવ્યું તેના પર હું બેઠો. અમારી વચ્ચે દમિયલ નરેન્દ્રદેવ હતા. તે મહાસભાની સાથે જોડાયેલા સમાજ-વાદી પક્ષના એક આગેવાન છે. હું એકાદ ફૂટ પહોળા તાડપત્રના આસન પર બેઠો હતો. ગાંધીજી નાનકડી પાતળી ગાદી પર બેઠા હતા. એમની ડાબી બાજુ એમનાં બોખાં પત્ની કસ્તુરબાઈ બેઠાં હતાં. તેમની ઉંમર સિત્તેર વરસની છે. ગાંધીજીને તોત્તેર થયાં છે.

ભોજનાલયને બે લાંબી ભીંતો છે, ને એ બેને જોડનારી એક ત્રીજી ભીંત છે. જે જગાએથી અંદર પેસવાનું છે તે ચોમેર ખુલ્લી છે. પ્રવેશદ્વાર પાસે એક ટેબલ છે, તેના પર રસોઈનાં તપેલાં, કથરોટ વગેરે મૂકેલાં છે. સ્ત્રીઓ સહેજ જુદી બેસે છે. પાણીદાર આંખ ને ઘઉંવર્ણા ચહેરાવાળાં કેટલાંક બાળકોને હું નિહાળવા લાગ્યો. એમાંનાં કેટલાંક ત્રણ, પાંચ કે આઠ વરસનાં છે. આ બાળકો આશ્રમવાસીઓનાં છે.

થોડી વારમાં દરેક જણની સામે પીતળની થાળી મૂકવામાં આવી, ને કેટલાંયે ભાઈબહેનો ઉઘાડે પગે ચૂપચાપ આવી થાળીમાં જમવાનું પીરસવા લાગ્યાં. ગાંધીજીની સામે રસોઇનાં અનેક વાસણ મૂકવામાં આવ્યાં. તેઓ એકએક વાસણ ઉઘાડીને તેમાંની રસોઈ પોતાની પાસે બેઠેલાંને પીરસવા લાગ્યા. મને પાણીનો ભરેલો એક પીતળનો મોટો પ્યાલો પણ આપવામાં આવ્યો હતો. ગાંધીજીએ રસાદાર શાકથી ભરેલો કાંસાનો વાટકો મને આપ્યો. તેમાં ભાજીનાં પાંદડાં ને લોંદો થઈ ગયેલાં શાકનાં ફોડવાં હોય એવો ભાસ મને થયો. પછી એમણે એક ધાતુનો ડબો ઉઘાડ્યો, ને એમાંથી એક કડક ને કાગળ જેવો પાતળો ખાખરો મને આપ્યો. એક બહેન આવીને મારી થાળીમાં મીઠું મૂકી ગઈ ને મને ગરમ દૂધનો કટોરો આપી ગઈ. થોડી વારમાં પાછી આવીને છાલ સહિત બાફેલા બે બટાટા ને થોડીક ઘઉંની નરમ રોટલીઓ પીરસી ગઈ. ગાંધીજી મારા તરફ ફરીને મોં મલકાવી કહે: ‘હું તમને પીરસું તો છું, પણ પ્રાર્થના થાય ત્યાં સુધી જમવાનું શરૂ ન કરશો.’ મેં કહ્યું: ‘આ બાળકો એમને પિરસાયેલી ચીજોને અડતાં નથી એ હું જોઉં છું, એટલે મને ખબર છે કે મારે પણ ન અડવું જોઈએ.’ ભોજનાલયમાં ત્રીસેક જણ બેઠાં હતાં. સૌ સફેદ કપડાં પહેરીને લીંપણ-વાળી ભોંય પર બેઠાં હતાં. થાળીઓમાં પિરસણ આવતું હતું પણ કોઈ જમતું નહોતું. જમનારાઓ રસોઈની ચીજો એકથી બીજાના હાથમાં એમ આગળ પસાર કરતા હતા. એટલામાં ઘંટ વાગ્યો. ઊંચા, તંદુરસ્ત દેખાવવાળા, ને સફેદ જાંગિયો પહેરેલા એક માણસે પીરસવું બંધ રાખી આંખો મીંચી દીધી, ને એક સફેદ રેખા દેખાય એટલો ભાગ ખુલ્લો રાખ્યો — તે પરથી એ જાણે અંધ હોય એવો ભાસ થયો — અને ઊંચે સ્વરે મંત્રોચ્ચાર શરૂ કર્યો, તેમાં ગાંધીજી સુદ્ધાં બીજાં સહુ જોડાયાં. પ્રાર્થનાને અંતે ‘શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ’ એ શબ્દો બોલાયા. શાન્તિનો અર્થ અંગ્રેજીમાં ‘પીસ’ થાય છે, એમ દેવે મને કહ્યું.

શાક ખાવા માટે મને નાનો ચમચો આપવામાં આવ્યો હતો, પણ ઘણાંખરાં જમનારાં રોટલીને ચોવડી વાળી તેના વડે વાડકીમાંથી શાક લઈને ખાતાં હતાં. એક પીરસનારી બહેને મારી રોટલીઓ પર થોડુંક ઘી રેડ્યું. રસોઈમાં મીઠાનો ઉપયોગ છૂટથી કરેલો હતો, એટલે રસોઈ સાવ સ્વાદ વિનાની હતી એમ ન કહી શકાય. ઉકાળેલું ગાયનું દૂધ એકલું ન ભાવે, એટલે તેમાં ભેળવવા માટે મને થોડીક ખાંડ મળી. (ગાંધીજી હવે હિંદભરમાં ગાયના દૂધના વાપરને ઉત્તેજન આપે છે, ને આશા રાખે છે કે નીરોગી ઢોરના ઉછેર તરફ વધારે ધ્યાન આપવામાં આવશે.)*

ગાંધીજી એકાગ્રપણે જમતા હતા. વચ્ચે વચ્ચે એમનાં પત્નીને, ખુરશેદબહેનને, દેવને ને મને કંઈક પીરસવા માટે થોભતા એટલું જ. તેમના હાથ મોટા છે, અને આંગળીઓ મોટી ને ઘાટીલી છે. તેમના ઢીંચણ આગળપડતા દેખાઈ આવે છે, અને તેમનાં હાડકાં પહોળાં ને મજબૂત છે. ચામડી સુંવાળી ને સ્વચ્છ છે. તપેલામાં ચમચો કે કડછી ખોસતી વખતે તેમના હાથ ધ્રૂજતા નથી. તેમનાં પત્ની તાડછાના પંખા વડે તેમને અવારનવાર પંખો નાખતાં હતાં. તેઓ મૂક આત્મવિલોપનની સાક્ષાત્ મૂર્તિ હોય એવાં દેખાય છે.

ગાંધીજીએ જમતાં જમતાં એકવાર મને પૂછ્યું: 'તમે તો ચૌદ વરસ રશિયામાં રહ્યા છો. સ્ટૅલીન વિષે તમારો શો અભિપ્રાય છે?'

મને ગરમી બહુ લાગતી હતી, ને મારા હાથ ચીકણા થઈ ગયા હતા, એટલે મેં ટૂંકો જવાબ દીધો: 'બહુ કુશળ ને બહુ નિર્દય.'

'હિટલર જેટલા નિર્દય?' ગાંધીજીએ પૂછ્યું.

'સહેજે,' મેં જવાબ દીધો.

---

* અહીં લેખકે એમ લખ્યું છે કે 'ગાંધીજીએ બકરીનું દૂધ છોડી દીધું છે.' એ એમનું અનુમાન છે પણ સાચું નથી. ગાંધીજી બીજાઓને ગાયનું દૂધ લેવાને ઉત્તેજન આપે છે ખરા પણ પોતે તો બકરીનું જ દૂધ લે છે. — અનુવાદક

થોડી વાર થોભીને ગાંધીજી ફરી મારા તરફ જોઈને કહે: 'તમે વાઈસરૉયને મળ્યા?'

મેં કહ્યું: 'હા.' પણ ગાંધીજીએ એ વિષય પડતો મૂક્યો.

મારે ઘૂંટણે ઝઝણી ચડી ગઈ હતી. મારા શરીરનું વજન ઘૂંટણ પર વધારેપડતું આવ્યું હતું. શરીરનું વજન સમતોલપણે કેમ વહેંચી નાખવું એ હિંદીઓને આવડે છે, પણ હું એ શીખ્યો નહોતો. મેં એક પગ તળિયા પર ટેકવી ઊભો રાખ્યો, એટલે બેચેની કંઈક ઓછી થઈ. ગાંધીજી મને કહે: 'તમારું ગાડું સાવ અટકી ગયું દેખાય છે.'

મેં કહ્યું: 'ના, મને આ ખોરાક બહુ જ સરસ લાગે છે.'

ગાંધીજી કહે: 'પાણી જેટલું પીવું હોય તેટલું પીજો. પાણી અહીં કાળજીપૂર્વક ઉકાળવામાં આવે છે. હવે તમને કેરી આપી છે તે ખાઓ.'

મેં કહ્યું: 'બીજાં કેરી ખાય છે તે હું જોઈ રહ્યો છું. મારે તો જિંદગીમાં પહેલીવાર કેરી ખાવાનો પ્રયત્ન કરવાનો છે.' ખુરશેદબહેન કહે: 'કેરી ખાઈ રહેશો પછી તમારે નહાવું પડશે.' મેં કેરીની છાલ ઉતારવા માંડી. ગાંધીજી ને બીજાં બધાં હસી પડ્યાં. ગાંધીજીએ મને સમજાવ્યું કે 'અમે તો હાથમાં કેરી રાખી આમ ઘોળીએ એટલે નરમ થઈ જાય, ને પછી કેરી ચૂસીએ.' પણ કેરી સારી છે કે નહીં તે જોવા હું છાલ ઉતારતો હતો તે બરાબર હતું. ગાંધીજી કહે: 'અમે ખાઈએ છીએ તે ઢબે ખાવા તમે તૈયાર થયા છો એને માટે તમને બહાદૂરીનો ચાંદ મળશે.' હું જમી રહ્યો હતો, એટલે ખુરશેદબહેને માથા વડે સાન કરીને મને કહ્યું કે ગાંધીજીના ઊઠતા પહેલાં પણ મારાથી ઊઠી શકાય. હું ઊઠ્યો, ટોપ ને જોડા પહેરી લીધાં, ને બહાર ગયો. ખુરશેદબહેને કહ્યું: 'ગાંધીજી ત્રણ વાગે તમારી સાથે વાત કરશે.'

હિંદીઓ સામાન્ય રીતે હાથ મિલાવતા નથી. મળે કે છૂટા પડે

ત્યારે બે હથેળી ભેગી કરી મોઢા આગળ લાવે છે, મધુર સ્મિત કરે છે, ને સહેજ નમે છે. તેને લીધે તેઓ બહુ દયાળુ ને નિર્દોષ દેખાય છે. મેં ગાંધીજીને નમન કર્યું એટલે તેમણે હાથ જોડી મને વિદાય આપી.

હું ઉતારે ગયો, ને બારથી એક સુધી સૂઈ ગયો. ઊઠ્યો ત્યારે મારું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ગયું હતું. હું પાણીની ઓરડીમાં જઈ નાહ્યો. આજનું આ ત્રીજું સ્નાન હતું. મેં તો ફક્ત ઊભા રહીને કાંસાના નાના લોટા વડે શરીર પર પાણી રેડ્યું.

ત્રણમાં થોડી મિનિટ બાકી રહી એટલે ધગધગતાં કાંકરા ને રેતીવાળો સોએક વારનો રસ્તો વટાવીને હું મારે ઉતારેથી ગાંધીજીની કુટીરે ગયો. ગરમીને લીધે મારું આખું માથું અંદરથી સુકાઈ ગયેલું લાગવા માંડ્યું. બહારની ગરમી એકસોદસ અંશ હતી. હું ગાંધીજીના ઓરડામાં પેઠો ત્યારે ત્યાં સફેદ કપડાંવાળા છ માણસો ભોંય પર બેઠા હતા. કાળી સાડીવાળી એક સ્ત્રી પંખાની દોરી ખેંચતી હતી. ઓરડાના શણગારમાં માત્ર ઇસુ ખ્રિસ્તનું એક કાચે મઢેલું, છાપેલું ચિત્ર હતું. તેના પર આ શબ્દો છાપેલા હતા: 'તે આપણા શાન્તિદાતા છે.' ગાંધીજી ગાદી પર બેઠા હતા. એ જ ગાદી પર તેઓ સૂઈ પણ રહે છે. તેમની પીઠ પાછળ એક પાટિયું હતું; અને પાટિયા ને તેમની પીઠ વચ્ચે એક પાતળો તકિયો હતો. તેમણે સોનેરી ફ્રેમવાળાં ચશમાં પહેર્યાં હતાં, ને ફાઉન્ટન પેન વડે કાગળ લખતા હતા. તેમના પગ એક પર એક ચડાવીને લાંબા કરેલા હતા. તેમણે એક ઢીંચણ પર નાનું પાટિયું ટેકવ્યું હતું, ને તે પાટિયા પર કાગળનું પેડ હતું તેના પર તેઓ લખતા હતા. હાથે બનાવેલા એક લાકડાના ચોકઠામાં પાડેલાં ત્રણ કાણાંમાં બીજી ત્રણ ફાઉન્ટન પેનો ઊભી મૂકેલી હતી. પથારીની ડાબી બાજુએ ભોંય પર કેટલીક ચોપડીઓ સુઘડ રીતે ગોઠવીને તેનો ઢગલો કરેલો હતો. ગાંધીજીએ મને કહ્યું: 'આવો. આ બહેન પંખો નાખે છે તેની પાસે ઠંડી જગા છે ત્યાં બેસો.' હું એક ખૂણામાં ભીંતને અઢેલીને

બેઠો. ગાંધીજી કહે: 'તમને વાંધો ન હોય તો આ લોકો અહીં બેસી રહેશે. કશું બોલશે નહીં. તમને વાંધો હોય તો તેઓ જાય.' બેઠેલાંમાં નરેન્દ્રદેવ, દેસાઈ, ને બીજાં અનેક આશ્રમવાસીઓ હતાં; ખુરશેદબહેન પણ હતાં. આવડા સમુદાયની વચ્ચે બેસીને મુલાકાત લેવાનો વિચાર મને બહુ ગમ્યો તો નહીં, પણ મેં કહ્યું: 'ના;' અને હું સ્વસ્થ થઈને બેઠો.

ગાંધીજી: 'હવે હું છૂટો છું. ચલાવો તમારી વાત.'

મેં કહ્યું: 'મને લાગે છે કે ક્રિપ્સની મુલાકાત એ હિંદના ઇતિહાસમાં એક નવા જ પ્રકરણની શરૂઆત હતી. ક્રિપ્સની નિષ્ફળતાનો અર્થ શો છે એની સમજ દેશને હવે પડવા લાગી છે એમ કહી શકાય. અને એ સમજમાંથી ભારે પરિણામો નીપજે એ સંભવિત છે. એટલે હું એ જાણવા ઇચ્છું છું કે ક્રિપ્સની નિષ્ફળતાનું કારણ આપ શું માનો છો?'

ગાંધીજી કહે: 'ક્રિપ્સ આવ્યા પછી તેમણે મને તાર કરીને નવી દિલ્હીમાં મળવા બોલાવ્યો. જવાની મારી મરજી નહોતી, છતાં હું ગયો કેમકે મને થયું કે એથી કદાચ કંઈ લાભ થાય. બ્રિટિશ સરકારની જે યોજના લઈને ક્રિપ્સ હિંદુસ્તાન આવ્યા હતા તે યોજનામાં શું ભરેલું છે એ વિષે મેં અફવાઓ સાંભળી હતી, પણ યોજના જોઈ નહોતી. ક્રિપ્સે મને તે અભ્યાસ માટે આપી; ને તેનું થોડુંક અવલોકન કર્યા પછી મેં એમને કહ્યું: "તમારી પાસે આ જ આપવાનું છે તો તમે આવ્યા શા સારુ? હિંદુસ્તાન આગળ ધરવા માટે આટલી યોજના જ તમારી પાસે હોય, તો મારી તો તમને સલાહ છે કે હવે પછી જે વિમાન જવાનું હોય તેમાં બેસી તમે ઘેર પહોંચી જાઓ." ક્રિપ્સ કહે: "એનો હું વિચાર કરી જોઈશ."'

મેં પૂછ્યું: 'ક્રિપ્સ યોજના સામે આપની ટીકા શી છે? એમાં આપને બ્રિટિશ સામ્રાજ્યથી વિખૂટા પડવાના હક સાથેના વસાહતી દરજ્જા (ડુમીનિયન સ્ટેટસ) નું વચન આપવામાં નહોતું આવ્યું?'

ગાંધીજી કહે : ' ચાર્લી ઍન્ડ્રુઝ [ જેમને હિંદ ઈસુ ખ્રિસ્તના નિષ્ઠાવાન દૂત તરીકે ઓળખતું ] હંમેશાં કહેતા કે વસાહતી દરજ્જો ( ડુમીનિયન સ્ટેટસ ) હિંદુસ્તાનને માટે નથી. બ્રિટન જોડે જે નાતો વસાહતોને છે તે અમારે નથી. વસાહતો મોટે ભાગે ગોરાઓની છે; અને બ્રિટનથી જઈને વસેલા લોકો કે તેમના વંશજો ત્યાં વસવાટ કરીને રહેલા છે. અમારે બીજાનો આપેલો કોઈ દરજ્જો ( સ્ટેટસ ) જોઈતો નથી. અમને બીજું કોઈ દરજ્જો ભેટ આપે, તો એનો અર્થ એ થયો કે અમે સ્વતંત્ર નથી. સામ્રાજ્યથી છૂટા પડવાના હક વિષેની જે વાત છે તેમાં તો મોટા દોષો રહેલા છે. એક મુખ્ય દોષ તો ક્રિપ્સ યોજનામાં દેશી રાજાઓની જે જોગવાઈ કરેલી છે એમાં છે. અંગ્રેજો કહે છે કે "અમારે રાજાઓ જોડે જે તહનામાં થયેલાં છે તેની રૂએ અમે એ રાજાઓનું રક્ષણ કરવાને બંધાયેલા છીએ." એ તહનામાં તો તેમણે બ્રિટનના લાભને સારુ એ રાજાઓને માથે મારેલાં હતાં. બિકાનેરના મહારાજા — કોઈ अ ब क ની પેઠે એમને હું એક ઉદાહરણરૂપે લઉં છું — અંગ્રેજોના આવ્યા પહેલાં રાજ્ય કરતા હતા, ને એમની પાસે અત્યારે છે તેના કરતાં તે વેળાએ સત્તા વધારે હતી. યોજનાનો બીજો દોષ છે એમાં પાકિસ્તાનને આપેલી માન્યતા. હિંદુ મુસલમાન વચ્ચેના ભેદ બ્રિટિશ અમલને લીધે વધારે તીવ્ર બન્યા છે. હવે ક્રિપ્સ યોજનામાં એ ભેદને માટે ચારે દરવાજા મોકળા મૂકી દેવામાં આવ્યા છે. લૉર્ડ મિન્ટો વાઈસરોય હતા ત્યારે [ ૧૯૦૯ માં ] તેમણે આ વસ્તુની શરૂઆત આ બે ધાર્મિક કોમોને માટે જુદાં જુદાં મતદાર મંડળો સ્થાપીને કરેલી. અને ત્યારથી અંગ્રેજો અમારી વચ્ચેનું અંતર વધારવાનો પ્રયત્ન કરતા આવ્યા છે. લૉર્ડ કરઝન રાજવહીવટમાં બહુ કુશળ હતા. હું જેમ ચેમ્સફર્ડ, અરવીન [ હૅલીફૅક્સ ] અને લીનલીથગોને મળ્યો છું તેમ કરઝનને કદી મળ્યો નહોતો. પણ તે એક માણસને એક વાત કહેતા, બીજાને બીજી, ને ત્રીજાને વળી કંઈ ત્રીજી જ કહેતા. સર સૅમ્યુઅલ હોરની જોડે વાત કરતાં હું જાણી શકું કે કોની

જોડે વાત કરી રહ્યો છું. મને ખબર પડે કે એ કેટલા પાણીમાં છે. પણ કરઝનનું એવું નહોતું. કરઝને બંગાળની જે વહેંચણી કરી તે એક આવશ્યક સુધારો હતો. એ સારું પગલું હતું. પણ એનું પરિણામ એ આવ્યું કે બંગાળ પ્રાંત ધર્મવાર બે વિભાગમાં વહેંચાઈ ગયો. ક્રિપ્સે એમની યોજનામાં એ જ સિદ્ધાંત દાખલ કર્યો; એ એનો બીજો મોટો દોષ છે. એટલે જ્યાં લગી અંગ્રેજો અહીં છે ત્યાં લગી હિંદુસ્તાનમાં એકતા થઈ શકે એમ નથી.'

મેં કહ્યું: 'ક્રિપ્સની યોજનામાં યુદ્ધ પછીની વ્યવસ્થા વિષે જે રૂપરેખા હતી તે આપને ગમી નહીં એ હું સમજ્યો. પણ એમાંની જે કલમોનો અમલ યુદ્ધ દરમ્યાન, અથવા કહો કે તત્કાળ, થવાનો હતો તે કલમોમાં પણ કશું સારું નહોતું? ભવિષ્ય માટેની યોજના ભલે ગમે તેવી હતી તોપણ, તાત્કાળિક અમલમાં આવનારી ગોઠવણથી કદાચ કંઈક લાભ થાત; અને તેનો અમલ કરતાં કરતાં આપના લોકોને રાજ્યકારભાર ચલાવવાનો અનુભવ મળત, ને યુદ્ધ પછી સ્વરાજ માગવાનો હક આપને પ્રાપ્ત થાત,—આવો વિચાર આપને ન આવ્યો?'

ગાંધીજી કહે: 'એકંદરે એમ કહી શકાય કે તમે કહો છો એવી વૃત્તિ મનમાં રાખીને મેં એનો વિચાર કરવા ધાર્યો હતો. પણ મેં જ્યારે ક્રિપ્સ યોજના લેખી રૂપમાં જોઈ ત્યારે મારી ખાતરી થઈ ગઈ કે એમાં સહકારને માટે અવકાશ જ નથી. મુખ્ય સવાલ તો દેશના રક્ષણનો હતો. યુદ્ધકાળમાં રક્ષણ એ સરકારનું મુખ્ય કામ હોય છે. યુદ્ધના પ્રત્યક્ષ સંચાલનમાં દખલ કરવાની મારી જરાયે ઇચ્છા નથી. તેમ કરવાની યોગ્યતા પણ મારામાં નથી. પણ રૂઝવેલ્ટે લડાઈના વ્યૂહો રચવા ને ફેરવવાના શાસ્ત્રનું ખાસ શિક્ષણ લીધેલું નથી; અથવા લીધેલું હશે તો તે અધૂરું.' ગાંધીજી ક્ષણવાર ખંચાયા. 'અથવા, ચર્ચિલનો દાખલો લઉં.'

મેં કહ્યું: 'ના, રૂઝવેલ્ટનો દાખલો લેતાં આપે સંકોચ રાખવાનું કારણ નથી. આપનો મુદ્દો હું સમજું છું.'

ગાંધીજી કહે: 'મુદ્દો એ છે કે યુદ્ધ વખતે લશ્કરી ખાતા પર બીનલશ્કરી લોકોનો અંકુશ હોવો જોઈએ. એ બીનલશ્કરી લોકો લશ્કરી માણસોના જેટલા યુદ્ધકળામાં નિપુણ ન હોય તેની કંઈ ફિકર નહીં. બ્રહ્મદેશમાં સુવર્ણમન્દિર (ગોલ્ડન પેગોડા) જપાની વિમાનોને માટે એંધાણીરૂપ થઈ પડે છે એટલા માટે અંગ્રેજો એનો નાશ કરવા માગતા હોય, તો હું કહું કે "તમે એનો નાશ ન કરી શકો, કેમકે એનો નાશ કરવાની સાથે તમે બ્રહ્મી આત્મામાં રહેલા કંઈક તત્ત્વનો નાશ કરો છો." અંગ્રેજો આવે ને કહે કે "અમારે અહીં વિમાનોનો અડ્ડો બાંધવો છે એટલા માટે આ ખેડૂતોને અહીંથી ખસેડવા પડશે, અને ખેડૂતોએ આજ ને આજ ઉચાળા ભરવા જોઈએ," તો હું કહું કે "તમે એ વાતનો વિચાર કાલે કેમ ન કર્યો ને એ ગરીબ લોકોને જવાનો વખત કેમ ન આપ્યો? ને એમને જઈને રહેવા માટે જગાઓ તમે કેમ શોધી આપતા નથી?"'

મેં કહ્યું: 'આ બાબતો પર હિંદીઓનો અંકુશ હોય એમ જો આપ ઈચ્છતા હો, તો મારી ખાતરી છે કે જનરલ વેવેલ એને યુદ્ધના સંચાલનમાં દખલરૂપ જ ગણત.'

ગાંધીજી સહેજ સ્મિત કરીને કહે: 'અંગ્રેજો યુદ્ધ દરમ્યાન છાવણીઓનાં ઉપાહારગૃહો ચલાવવાનું, સ્ટેશનરી છપાવવાનું ને એવાં એવાં લડાઈને લગતાં કામો અમને સોંપવા માગતા હતા. એ કામો બધાં ગૌણ મહત્ત્વનાં કહેવાય. મને યુદ્ધની વ્યૂહરચના કરતાં ન આવડે એ સાચું; પણ એવી કેટલીક વસ્તુઓ તો અમે કરી જ શક્યા હોત જેને લીધે યુદ્ધમાં વિજય મેળવવામાં વધારે સુગમતા થાત. પૂર્વ એશિયામાં અંગ્રેજોની એવી દુર્દશા થઈ છે કે તેમણે અમારી મદદ લીધી હોત તો ચાલત.'

મેં કહ્યું: 'એટલે દેખીતી રીતે આપે દેશના રક્ષણ ઉપર મુખ્ય ભાર મૂક્યો, એમ જ ને?'

ગાંધીજીએ હા પાડી.

'નેહરૂ અને મહાસભાના બીજા નેતાઓ પણ આપના જેવા જ વિચાર ધરાવે છે?'

ગાંધીજી કહે: 'મને આશા તો છે. મારી ઉમેદ તો એવી છે કે નેહરૂ પણ આવો જ વિચાર ધરાવે છે, અને મૌલાના સાહેબ [ મૌલાના અબુલ કલામ આઝાદ, રાષ્ટ્રીય મહાસભાના મુસલમાન પ્રમુખ ] પણ એ જ વિચારના છે.'

મેં કહ્યું: 'બીજા શબ્દમાં કહીએ તો, આપને ક્રિપ્સ યોજનામાં કશી ભલીવાર દેખાઈ નહીં?'

ગાંધીજી કહે: 'તમે આ સીધો ને ચોકસ પ્રશ્ન પૂછ્યો એથી હું રાજી થયો. ના. એ યોજનામાં મને કશી ભલીવાર દેખાઈ નહીં.'

'આપે ક્રિપ્સને એ પ્રમાણે કહેલું ખરુ?' મેં પૂછ્યું.

ગાંધીજી કહે: 'હા. મેં ક્રિપ્સને કહ્યું કે "રશિયામાં તો તમે ચમત્કાર કર્યો."'

'આપે એમ શા માટે કહ્યું?' હું વચ્ચે બોલી ઊઠ્યો. 'રશિયાને યુદ્ધમાં લઈ આવનાર ક્રિપ્સ નહોતા, પણ ઍડૉલ્ફ હિટલર નામનો એક ગૃહસ્થ હતો.'

ગાંધીજી હસ્યા, ને તેમના મિત્રો હસ્યા. ગાંધીજી કહે: 'પણ મેં અને હજારો હિંદીઓએ તો એમ જ માનેલું કે એ ચમત્કાર ક્રિપ્સે કર્યો.'

'આપે એ વાક્ય કહ્યું ત્યારે ક્રિપ્સે ના ન પાડી?' મેં પૂછ્યું.

'ના,' ગાંધીજી હસતાં હસતાં કહેવા લાગ્યા. 'એમણે તો એ પ્રશંસા સ્વીકારી લીધી. અમે તો એમ માનેલું કે રશિયા પર જર્મનીએ ચડાઈ કરી તે પહેલાં જ સ્ટૅલીને બ્રિટનની મદદ માગેલી.'

મેં કહ્યું: 'ના, એ વાત ખરી નથી. જર્મનીએ ચડાઈ કરી તે પછી રશિયાને અમેરિકા ને બ્રિટન તરફથી મદદ મળી, ને હવે એ

મદદનું પ્રમાણ દહાડે દહાડે વધતું જાય છે. પણ રશિયા પર આક્રમણ થયા પહેલાં સ્ટૅલીનને હિટલરની એવી દહેશત હતી કે તે બ્રિટન અથવા તો ક્રિપ્સ પ્રત્યે જરા પણ મિત્રાચારી બતાવી શકતા નહોતા.'

ગાંધીજી કહે: 'એ ગમે તેમ હો, મેં ક્રિપ્સને કહ્યું કે "અહીં પણ તમે ચમત્કાર કરી બતાવો." પણ એ કરવાની એમની શક્તિ નહોતી.'

મેં કહ્યું: 'હું માનું છું કે ઇંગ્લંડના જનસમૂહમાં ઘણો મોટો ખળભળાટ ચાલી રહેલો છે. ગયે ઉનાળે હું વિમાનમાં ઇંગ્લંડ ગયો હતો, ને ત્યાં નવ અઠવાડિયાં રહ્યો હતો. ત્યાંની જનતાના મોટા ભાગનો એવો નિશ્ચય છે કે જે જાતના લોકોએ યુદ્ધ પહેલાં તેમના પર અમલ ચલાવ્યો ને આ યુદ્ધને નોતર્યું, એ લોકોનો અમલ યુદ્ધ પછી ન જ ચાલવા દેવો. લોકોમાં આ જે વિરોધની લાગણી છે તે વાણી દ્વારા પ્રગટ કરીને ક્રિપ્સ એ વર્ગના નેતા બની શક્યા. એટલે તેમને પ્રધાનમંડળમાં હોદ્દો મળ્યો એ વસ્તુ પ્રોત્સાહન આપનારી છે.'

ગાંધીજી કહે: 'હા, અને નિરાશા ઉપજાવનારી પણ છે. કેમકે ક્રિપ્સમાં મોટા મુત્સદ્દીના ગુણો છે કે કેમ એ વિષે મને શંકા છે. જે માણસ જવાહરલાલના મિત્ર હતા ને જેમને હિંદુસ્તાનના પ્રશ્નમાં રસ હતો તે આવી યોજના લઈને આવ્યા એથી અમને તો ઘણી જ નિરાશા ઊપજી.'

ગાંધીજીના મનમાં કંઈક વિચાર ઘોળાતો હતો — કદાચ એમણે મને આપેલો કલાક પૂરો થવા આવ્યો હતો એ પણ કારણ હોય — કેમકે કશી વાત નીકળી નહોતી છતાં તેમણે કહ્યું: 'લૉર્ડ સૅંકીએ એકવાર મને મારી પોતાની સંભાળ લેવાની ભલામણ કરી. મેં કહ્યું: "મેં મારી સંભાળ ન લીધી હોત તો હું આટલી ઉંમરે પહોંચ્યો હોત, ને ઘડપણે પણ ઘોડા જેવો હોત કે?" એ મારો એક દોષ છે.'

'મેં તો માનેલું કે આપ પૂર્ણપુરુષ છો,' મેં મોં મલકાવીને કહ્યું.

ગાંધીજી હસતાં હસતાં કહે: 'ના, હું તો ઘણો અપૂર્ણ છું. તમે અહીંથી જશો ત્યાં સુધીમાં તો તમે મારા સો દોષ જોયા હશે; ને તમે નહીં જુઓ તો હું તમને તે જોવામાં મદદ કરીશ.' તેમના કચ્છ પર કમરે દોરીથી લટકાવેલું નીકલનું મોટું ઘડિયાળ હતું તેના તરફ તેમણે નીચું જોઈને નજર નાખી, ને મને કહ્યું: 'લો, મેં તમને એક કલાક આપ્યો છે.'

મેં ઊઠી નમન કર્યું, ને હું બહાર નીકળ્યો. મને મળેલા એક કલાક દરમ્યાન એક ઓખી મુસલમાન બહેન ગાંધીજીની છાતી પરનું ભીનું કપડું બદલવા એકવાર ઓરડામાં આવી હતી. ગાંધીજીએ પોતે અનેકવાર માથા પરનો રૂમાલ ઉતારી, ગોળગોળ વાળી, તેને પાણીના મોટા પ્યાલામાં બોળી, નિચોવીને પાછો માથા પર મૂક્યો હતો. તેઓ રૂમાલ લઈ લેતા ત્યારે ત્યારે હું એમનો નાનકડો ચહેરો વધારે સારી રીતે જોઈ શકતો. તેમના સાંકડા ઉપલા હોઠ પર નાની કાળી–ને–ધોળી, પણ મોટે ભાગે ધોળી, આછી મૂછ છે. ઉપલો હોઠ એટલો પાતળો છે કે નાકનું જાડું ને નીચે ઢળતું ટેરવું હોઠને લગભગ અડે છે. નીચલો હોઠ બહુ જ લાગણી સૂચવનારો અને ભાવવાહી છે. આંખો મુલાયમ છે. માથું મોટું ને ઊપસેલું છે. નીચે જે ચહેરાનો ભાગ છે તે નાનો છે. મોટા કાન ચહેરાથી એકદમ છૂટા પડતા હોય એમ લાગે છે.

હું અતિથિગૃહમાં પાછો આવ્યો તે પછી થોડી મિનિટે સમાજવાદી નેતા નરેન્દ્રદેવ, એક આશ્રમવાસીને લઈને, હિંદ, રશિયા અને યુદ્ધની ચર્ચા કરવા આવ્યા. બંને જણનાં મનમાં બ્રિટિશની સામે વિરોધની તીવ્ર લાગણી હતી. દેવ કહે: 'આ સ્થિતિ છે તેનો મને ખેદ થાય છે. પણ હિંદે ઇંગ્લંડને હાથે દુઃખ વેઠ્યું છે, એટલે અમારા વિચારમાં અમારા રાષ્ટ્રના દુઃખમાંથી ઊપજેલી અમારી લાગણી દેખાઈ આવે છે.'

ગાંધીજીએ મને જે કહ્યું હતું તેની પૂરેપૂરી નોંધ રાખવાની મારી ઇચ્છા હતી. એટલે દેવ ને તેમના મિત્રના ગયા પછી મેં ગાંધીજી

સાથેની મુલાકાત માટે પહેરેલાં પટાવાળાં બંડી ને લેંઘામાંથી બંડી ઉતારી નાખી, ને હું વાતચીતની નોંધ ટાઈપ કરવા બેઠો. પાંચ મિનિટમાં તો હું થાકી ગયો, ને મારે શરીરે પરસેવાના રેલા ચાલવા લાગ્યા. હું પાણીની ઓરડીમાં જઈ શરીરે પાણી રેડી પાછો નહાયો. ઓટલા પર બેઠો બેઠો હુ ટાઈપ કરતો હતો ત્યાં મેં એક જુવાન હિંદી સ્ત્રીને ઘર આગળ થઈને જતી આવતી જોઈ. તેને પગે પગરખાં નહોતાં. તેણે છાતી ને ખભાના ભાગ ઢંકાય એવી તંગ ભૂરી ચોળી પહેરી હતી. તેની ને કમરની વચ્ચેનો પટા જેવો ભાગ ઉઘાડો હતો. કમરથી નીચે પગ સુધી સાડી પહેરી હતી, ને તેનો ઉપલો ભાગ એક હાથ નીચેથી પસાર થઈ ઉપર ગરદન અને માથાને ઢાંકતો હતો. સાડી ઘાડા પીળા રંગની હતી ને તેને પહોળી રાતીચોળ કિનાર હતી. એટલે, મારી આંખો ટાઈપરાઈટર પર હોય ને બાઈ જ્યારે જ્યારે પસાર થતી હોય ત્યારે ત્યારે મને દેવતાની ઝાળનો આભાસ થતો. તે માથે પાણીનું ભરેલું માટીનું રાતું માટલું લઈ જતી હતી. તેને એક હાથના ટેકા વડે માથા પર ટેકવી રાખ્યું હતું. એ હાથ પર ઘરેણામાં માત્ર કાંડે પહેરેલી એક ચળકતી ધાતુની બંગડી હતી એ જ. સામેના ઘરની બહાર મૂકેલી કોઠીમાં પાણી રેડીને તે પાછી ફરી ત્યારે માથા પર મૂકેલા ચીંથરાના ગોળાકાર ઊઢણ પર માટલું આડું પડ્યું હતું. વરસતી આગ જેવા તડકામાં આ બાઈ કલાકો સુધી આ કઠણ કામ કરતી હતી. એક નાની નળી મૂકેલી હોત તો તેને આ બધું કઠણ કામ ન કરવું પડત.

મેં લખ્યાં જ કર્યું, ને લખતાં લખતાં હું થાકી ગયો. તે પછી ખુરશેદબહેન જોડે ઈધરઉધરની વાતો કરી. સાંજનું જમણ પાંચ વાગે થાય છે. તેનો વખત થયાની ખબર આપવાને હળવો ઘંટાનાદ થયો. ભોજનની શરૂઆત હંમેશની પ્રાર્થનાથી થઈ. એક આશ્રમવાસી ગાંધીજીની પાસે બેસી તેમની જોડે હિંદુસ્તાનીમાં વાત કરતા હતા, તેમણે એક અંગ્રેજી શબ્દ વાપર્યો. મેં કહ્યું : 'આ સાંભળીને, હું હિંદમાં આવ્યા

પછી બીજે દિવસે નવી દિલ્હીમાં ખુલ્લા મેદાનમાં ભરાયેલી એક મહાસભાવાદીઓની સભામાં ગયેલો તે મને યાદ આવે છે. મુખ્ય બોલનાર શ્રીમતી અસફઅલી (મહાસભાની કાર્યવાહક સમિતિના સભ્ય અસફઅલીનાં હિંદુ પત્ની) હતાં. એ પણ હિંદુસ્તાનીમાં બોલતાં હતાં, છતાં એમણે વાપરેલા અંગ્રેજી શબ્દો મેં નોંધી લીધા હતા.' એ શબ્દો આ પ્રમાણે હતા : 'ફૉરેન પૉલીસી' (પરદેશો જોડેની રાજનીતિ), 'એક્સ્પ્લૉઇટેશન' (શોષણ), 'સૉશિયલ પોઝીશન' (સામાજિક દરજ્જો), 'એફીશિયન્સી' (કાર્યકુશળતા), 'બ્રિટિશ ઇંપીરિયાલીઝમ' (બ્રિટિશ સામ્રાજ્યવાદ), 'નૉનકોઑપરેશન' (અસહકાર), 'ઇંડિયા ઑફીસ' (લંડનમાંની હિંદી વજીરની કચેરી), અને 'રેફ્યુજીસ' (હિજરતીઓ). ગાંધીજીને યાદી સાંભળી બહુ રમૂજ પડી. પાસે બેઠેલા એક માણસે કહ્યું કે 'બીજો એક અંગ્રેજી શબ્દ છે તે અમે બધા જાણીએ છીએ : સ્ટુડન્ટ સ્પાઇઝ (વિદ્યાર્થી જાસૂસ). સરકાર વિશ્વવિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓને બીજાના પર જાસૂસી કરવા માટે વાપરે છે.' ગાંધીજી કહે : "બ્રિટિશ અમલ સામે મારો એક આરોપ આ પણ છે.'

ગાંધીજીએ મને રશિયામાં સરકારે ચલાવેલા ત્રાસ અને જુલમ વિષે પૂછ્યું. રશિયાના મારા અનુભવ પરથી મેં એમને વીગતો આપી. એટલે ગાંધીજી પોતાની મેળે કહે : 'ત્યારે તો ઇંગ્લંડ અને અમેરિકા બે જ દુનિયામાં લોકશાસનવાળા દેશ રહ્યા.'

મેં એ વાતને ટેકો આપતાં કહ્યું : 'યુદ્ધ ચાલતું હોવા છતાં ઇંગ્લંડમાં લોકશાસન કેટલું બધું ટકી રહ્યું છે એ જોઈને આશ્ચર્ય થાય છે. સ્વીડન પણ છે જ ને.'

'એમ કે ?' ગાંધીજીને એ જાણે સાચું ન લાગતું હોય એમ તેઓ બોલ્યા.

'ને સ્વિટ્ઝરલૅંડ અને બ્રિટિશ વસાહતો,' મેં ઉમેર્યું.

'ગોરાઓને માટે,' ગાંધીજી બોલી ઊઠ્યા. 'મને ખબર છે. હું દક્ષિણ આફ્રિકામાં રહ્યો છું.' તેમણે જમવાનું પાછું શરૂ કર્યું.

હું નહાવા માટે પાછો મારે ઉતારે ગયો. લેંઘો ને સપાટ ઉતાર્યાં, ને પાણીનો લોટો ભરી માથા પર ધરીને ઠાલવ્યો, એનું નામ સ્નાન. તાજો થઈને હું સવાછ વાગે ગાંધીજીની કુટીરે પહોંચ્યો. હું બહાર એક મિનિટ ઊભો રહ્યો ત્યાં તો ગાંધીજી આવ્યા. એમના હાથમાં વાંસની લાંબી લાકડી હતી. ડૉ. દાસ કરીને ગાંધીજીના જે ડાકટર આશ્રમમાં રહે છે તે, અને બીજાં અનેક યુવકો ને યુવતીઓ, અમારી સાથે ચાલ્યાં. ગાંધીજીએ એમના હાથ બે બહેનોના ખભા પર ટેકવ્યા. ગાંધીજીના ઘરથી થોડેક જ છેટે, તેઓ જાય ત્યારે પળવાર તેમનાં દર્શન કરવા માટે, બહારગામથી આવેલા જુવાનોનું એક ટોળું ઊભું હતું. એમનાં મોં પર ભય, આદર અને ભક્તિનો ભાવ હતો. તેમણે હાથ જોડી મોઢા આગળ આણ્યા, ને કમર આગળથી નીચા વળીને નમન કર્યું. ગાંધીજીએ એમને કંઈક કહ્યું તેને લીધે તેઓ પોતે ને પેલા જુવાનો બંને હસ્યા. બીજું ટોળું મોટી ઉંમરના માણસોનું હતું. તેમાં એક માણસ મોટી ફાંદવાળો હતો. જાણે ગાંધીજી અમને પણ કંઈક કહેશે એ આશાએ એ લોકો ઉત્કંઠાથી જોઈ રહ્યા હતા, પણ એમની આશા ફળી નહીં. ખેડેલાં ખેતરોની આસપાસ થઈને જતે ધૂળવાળે રસ્તે અમે ચાલ્યા. 'હવે?' કહીને ગાંધીજીએ મને સવાલો પૂછવાનું કહ્યું.

મેં કહ્યું: 'પહેલા વિશ્વયુદ્ધમાં આપે બ્રિટિશ સૈન્ય માટે સૈનિક-ભરતી કરવામાં મદદ આપી હતી. આ યુદ્ધ શરૂ થયું ત્યારે આપે કહેલું કે બ્રિટિશ સરકારને મૂંઝવણ પેદા થાય એવું કશું કરવાની આપની ઈચ્છા નથી. હવે આપના વલણમાં દેખીતો ફેરફાર થયો લાગે છે. એનું શું કારણ?'

ગાંધીજી કહે: 'પહેલા વિશ્વયુદ્ધ વખતે હું નવોસવો દક્ષિણ આફ્રિ-

કાથી આવેલો હતો. અહીં ઠરીઠામ થયો નહોતો. મારી અસર લોકો પર કેટલી પડે એનો પૂરો તાગ હું કાઢી શક્યો નહોતો. એનો અર્થ એવો નથી કે મારામાં અહિંસા વિષે જરાયે અશ્રદ્ધા હતી. પણ એનો વિકાસ સંજોગો અનુસાર થવાનો હતો; ને મારું કહ્યું લોકો કેટલું માને એ વિષે મને પૂરતી ખાતરી નહોતી. બે યુદ્ધોના વચગાળાના વખતમાં ઘણા અનુભવો થયા. છતાં ૧૯૩૯ના સપ્ટેંબરમાં વાઇસિરૉય સાથે કેટલીક વાતોચીતો થયા પછી મેં જાહેર કર્યું કે મહાસભા આ યુદ્ધમાં વિઘ્ન નહીં નાખે. હું કંઈ મહાસભા નથી. ખરું જોતાં હું મહાસભામાં પણ નથી. હું એ સંસ્થાનો સભ્ય કે હોદ્દેદાર નથી. અંગ્રેજો સામે ને યુદ્ધ સામે મારા કરતાં મહાસભાનો વિરોધ વધારે તીવ્ર છે; અને યુદ્ધપ્રયત્નમાં દખલ કરવાની એની ઇચ્છા પર મારે અંકુશ મૂકવો પડ્યો છે. હવે હું કેટલાક નિર્ણયો પર આવ્યો છું. મારે અંગ્રેજોની માનહાનિ કરવી નથી. પણ અંગ્રેજોએ જવું જ જોઈએ. હું એમ નથી કહેતો કે અંગ્રેજો જપાનીઓ કરતાં નપાવટ છે.'

'વાત તો સાવ ઊલટી છે,' હું બોલી ઊઠ્યો.

'સાવ ઊલટી તો હું ન કહું,' ગાંધીજીએ સામો જવાબ આપ્યો. 'પણ મારે એક શેઠને બદલે બીજો શેઠ જોઇતો નથી. ઇંગ્લંડ જો આ દેશમાંથી સ્વેચ્છાએ ને સુવ્યવસ્થિત રીતે ખસી જાય તો તેને નૈતિક દૃષ્ટિએ લાભ થાય.'

પછી ગાંધીજીએ તેઓ જેને બંગાળમાં બ્રિટિશ અત્યાચારો કહેતા હતા તેને વિષે લંબાણથી વાત કરી, ને વચ્ચે સાસ ખાવા પણ થોભ્યા નહીં — જોકે અમે ઉતાવળે પગલે ચાલતા હતા ને હવા હજુ ગરમ હતી. તેમણે કહ્યું કે તેમના પર આજે જ કાગળો આવ્યા હતા તેમાં વર્ણન કરેલું હતું કે વિમાનોને માટે અડ્ડા — એરોડ્રોમ — બાંધવાની જગા કરવા માટે ગામડાંના લોકોને તેમનાં ઘરમાંથી કેમ વગરનોટીસે ને વગરવળતરે હાંકી કાઢવામાં આવે છે. ગાંધીજી કહે: 'આ વસ્તુ દેખીતી

યુદ્ધપ્રયત્નના એક ભાગ જેવી લાગે છે ખરી, છતાં તેને લીધે યુદ્ધ-પ્રયત્નમાં વિઘ્નો ઊભાં થાય છે. બ્રિટન હિંદુસ્તાન છોડીને જાય નહીં તો તે આ યુદ્ધમાં જીતી શકે એમ નથી, એ વિષે મારા મનમાં અગાઉના કરતાં આજે વધારે ખાતરી છે.'

અમે ગાંધીજીની કુટીરે પાછા આવ્યા ત્યારે અંધારું થઈ ગયું હતું. વાડામાં પડેલા એક લાકડાના ખાટલા પર તેઓ સૂઈ ગયા, ને પાસેના બીજા ખાટલા પર મને બેસવાનું કહ્યું. પેલી મુસલમાન બહેને તેમને ઓઢવાની કોરી ચાદર આણી આપી, ને પછી તેમના પગ લૂછવા માંડ્યા. મેં કહ્યું: 'ઇંગ્લંડે હિંદુસ્તાનમાં કોઈ કોઈવાર ભૂલો કરી હશે ને દમન ચલાવ્યું હશે. પણ કોઈ પરદેશી આપખુદ સત્તા દેશ જીતી લેશે તો તે ઘણા વધારે જુલમ કરશે.' જવાબમાં ગાંધીજીએ ૧૯૧૯ના અમૃતસરના હત્યાકાંડની ને હિંદમાં અંગ્રેજોને હાથે થયેલાં બીજાં હિંસક કૃત્યોની વાત લંબાણથી ને કડવાશથી કરી. એમણે ભાર દઈને કહ્યું કે 'મારા વિચારો લોકોના કરતાં ઘણા નરમ છે; અને કેટલાક હિંદીઓનાં મનમાં તો અંગ્રેજ પ્રત્યે એટલી વિરોધવૃત્તિ છે કે જપાનની જીત થાય તેનીયે તેઓ પરવા ન કરે.'

ગાંધીજીએ ઊઠવાનું કર્યું, એટલે મેં કહ્યું: 'મારે જવાનો વખત થયો.' ગાંધીજી કહે: 'ના, પ્રાર્થનામાં ચાલો.'

હવે અંધારી રાત થઈ ગઈ હતી. હું ગાંધીજીની પાછળ પાછળ તેમના ઘરથી પચાસેક વાર પર આવેલી એક ખુલ્લી જગાએ ગયો. ત્યાં કુલ સિત્તેરેક આશ્રમવાસીઓ, મોટે ભાગે સફેદ વસ્ત્રો પહેરીને, એક ચોરસની ત્રણ બાજુએ ભોંય પર બેઠાં હતાં. સ્ત્રીઓ ચોરસની ડાબી બાજુએ હતી, ને બીજી બે બાજુ પર પુરુષો હતા. ગાંધીજી કહે: 'ફીશર, તમે અહીં બેસી શકશો?' ચોરસની ચોથી બાજુએ વચ્ચોવચ આશ્રમવાસીઓ તરફ મોઢું કરીને તેઓ બેઠા હતા, તેમની જોડે હું બેઠો. પેલી મુસલમાન બહેન તેમની પાછળ બેસીને ઘાસના બનાવેલા પંખા

વડે તેમને પંખો નાખતી હતી. પ્રાર્થનામાં બેઠેલાં કેટલાંક માણુસો પાસે ઘાસતેલનાં ફાનસ હતાં, તેના પર એક બાજુએ કાગળ ખોસેલા હતા, જેથી દીવાનો પ્રકાશ સામે બેઠેલા માણુસની આંખ પર ન પડે. એવું એક ફાનસ ગાંધીજીની બાજુમાં હતું. ગાંધીજીએ એક શ્લોક ગાવો શરૂ કર્યો એટલે પ્રાર્થના શરૂ થઈ. બધાં જ માણુસો શ્લોકો ગાવા લાગ્યાં. એમની સાથેસાથે ગાંધીજી પણુ ગાતા હતા, ને તેમનો અવાજ બીજાં બધાંના અવાજ કરતાં ઊંચો નીકળતો હોઈ સ્પષ્ટ સંભળાતો હતો. પછી એક જણે ભજન ગાવું શરૂ કર્યું, ને તેની પાસે બેઠેલા બીજાએ નાનાં પીતળનાં મંજીરાં વગાડવા માંડ્યાં. ભજનમાં ચીની, અરબી, કૃત્રિમ રીતે ચડાવેલો સૂર, એ બધા અવાજોનું મિશ્રણુ હોય એવો ભાસ મારા કાનને થયો. પછી ગાંધીજીએ એક જાડા હિંદુ ધર્મગ્રન્થમાંથી કેટલોક ભાગ વાંચ્યો. છેવટે એક શ્લોક બોલાયો ને પ્રાર્થના પૂરી થઈ.

### જૂન ૫, ૧૯૪૨

તારા ને ચંદ્રવાળા ખુલ્લા આકાશ નીચે રાતની ઊંઘથી તાજો થઈ હું સવારે ચાર વાગે ઊઠ્યો. લાકડાના ચાર પાયાવાળા, કાથીની દોરીના ખાટલા પર હું સૂઈ રહ્યો હતો. રાતે હવા શીતળ હતી. સવારના મારા પડોશી ડૉ. દાસ આવીને કહેઃ 'ગાંધીજી થાકી ગયેલા છે, એટલે અત્યારે ફરવા નહીં જાય.' ખુરશેદબહેન મારે માટે ચા, બિસકીટ, માખણ, મધ ને કેરીનો નાસ્તો લઈ આવ્યાં. મેં જલદી જલદી ખાઈ લીધું, કેમકે માખો ને કીડીઓ ખાવામાં મારી જોડે હરીફાઈ કરી રહી હતી. નાસ્તો કરીને મેં વાતચીતની નોંધ ટાઈપ કરી, પણુ નરેંદ્રદેવ અને આર્યનાયકમ રશિયા વિષે વાતો કરવા આવ્યા એટલો વખત કામ બંધ રાખ્યું. આર્યનાયકમ ઊંચા ને કદાવર લંકાવાસી છે, ને મહાસભાના એક અગ્રગણ્ય કેળવણીકાર છે. મેં આ મિત્રોની આગળ એવો મત પ્રગટ કર્યો કે દેશને સ્વતંત્રતા મળે એટલું બસ નથી, અને હિંદનો ખરો

માથાનો દુખાવો તો સ્વરાજ મળ્યા પછી શરૂ થશે. ખુરશેદબહેને જે વાત કાલે કરી હતી તે જ આજે પણ કરી કે 'મારે તો આઝાદ હિંદ જોઈએ; પછી ભલેને તે ફાસિસ્ટ કાં ન હોય.' બોસ (સુભાષચંદ્ર બોસ, જે ૧૯૩૮ ની મહાસભાની બેઠકના પ્રમુખ હતા, ને યુદ્ધ શરૂ થયા પછી હિંદમાંથી નાસી છૂટી જર્મની પહોંચ્યા, ને ત્યાંથી અંગ્રેજી અમલ સામે રેડિયો પર ભાષણો કરતા હતા) જો હિંદીઓનું લશ્કર લઈને હિંદમાં પ્રવેશ કરે તો આખા દેશને પોતાના દળમાં સામેલ કરી શકે. ખુરશેદબહેન કહે: 'હોંગકોંગ, મલાયા, સિંગાપુર અને બ્રહ્મદેશમાં પકડાયેલા હિંદી સોલજરો ને અમલદારોને જપાનીઓએ છોડી મૂક્યા છે, ને તેમાંથી તે હિંદીઓની ખાસ પલટણો બનાવે છે. ધરી રાજ્યોનો રેડિયો કહે છે કે આ પલટણો કૂચ કરતી કરતી હિંદમાં દાખલ થશે ને અંગ્રેજોને હાંકી કાઢશે. નેહરૂના કરતાં બોસ વધારે લોકપ્રિય છે, અને અમુક સંજોગોમાં લોકો ગાંધીજીના કરતાં બોસનું કહેવું વધારે માને.'

નરેન્દ્રદેવ કહે: 'હમણાં થોડાંક વરસથી, નેહરૂ ને બીજા આગળ-પડતા વિચારવાળા લોકોના દબાણને લીધે, મહાસભા આર્થિક ને સામાજિક પ્રશ્નો તરફ વધારે ધ્યાન આપે છે, ને તેણે સમાજસુધારાનો એક કાર્યક્રમ ઘડ્યો છે, તે હું શોધીને તમને આપીશ.'

અગિયાર વાગે જમવાનું થયું. હું મોડો પહોંચ્યો. ગાંધીજી આવીને ભોજનાલયમાં બેઠેલા હતા. હું ગયો એટલે ગાંધીજીએ મને મિત્રભાવે કહ્યું: 'આવો.' મેં પૂછ્યું: 'આપની તબિયત તો સારી છે ને?' તેઓ કહે: 'હા, પણ મને થાક બહુ લાગેલો એટલે ફરવા જવાની શકિત નહોતી. તમારે એકલા કે આપણા કોઈ મિત્રોની સાથે પણ ફરવા તો જવું જ જોઇએ. કસરત બહુ જરૂરની છે.' મેં કહ્યું: 'આપની સાથે વાત કરવાની તક મળે છે એટલા માટે જ આવી ગરમીમાં ફરવાનું મને મન થાય છે.' તેઓ હસ્યા. તેમના વાસણમાંથી તેમણે મને એક બાફેલો કાંદો આપવા માંડ્યો. મેં એ લેવાની ના પાડી, ને તેને

બદલે કાચો કાંદો માગ્યો. એથી મારો સ્વાદ જાગૃત થયો, ને અહીંના ફીકા ખોરાકમાં એનાથી કંઈક વિવિધતા લાગી. ખુરશેદબહેને મને નાનો ચા પીવાનો ચમચો આપ્યો, પણ ગાંધીજીએ મોટો ખાવાનો ચમચો મારા તરફ ખસેડ્યો ને કહ્યું: 'તમારા કદને આ વધારે અનુકૂળ આવશે.' જમ્યા પછી કેરી ખાવાનો વારો આવ્યો એટલે ગાંધીજીએ મને ખાદીનો અંગૂછો આપ્યો. મેં કહ્યું: 'રોમમાં જાઓ ત્યારે રોમનો કરતા હોય એમ કરજો, એ કહેવત પ્રમાણે મારે વર્તવું છે. મારો અપવાદ નથી ગણાવા દેવો.'

ગાંધીજી કહે: 'એ પ્રમાણે તમે વર્તી રહ્યા જ છો. વળી મારી પોતાની પાસે પણ અંગૂછો છે જ ને!'

બપોરે ત્રણ વાગે હું ચાલતો ગાંધીજીને ત્યાં મુલાકાત માટે ગયો. દેસાઈ અને બીજા એક મન્ત્રી ભોંય પર બેઠા હતા, ને ગાંધીજી પર આવેલા કાગળોના જવાબ લખતા હતા. ખુરશેદબહેને પંખાની દોરી હાથમાં લીધી. ઓરડામાં સુશોભનની એક બીજી વસ્તુ મારા જોવામાં આવી — ઓરડાની લીંપેલી દીવાલ પર એક ધાર્મિક યાત્રાનું ચિત્ર ઝાંખે રંગે રંગેલું હતું. વળી ગાંધીજીની પીઠ પાછળની દીવાલ પર એક તાડ અને તાડપત્ર પર '૩' ના આંકડાને મળતી આકૃતિ હતી. દેસાઈએ મને સમજ પાડી કે એ ૐ નું ધાર્મિક ચિહ્ન છે, ને ગ્રીક ભાષામાં 'લૉગૉસ' છે તેને જ મળતો આનો પણ અર્થ છે.

ગાંધીજી આવ્યા, મને આવકાર આપ્યો, ને ગાદી પર સૂઈ ગયા. કહેવા લાગ્યા: 'આજે સૂતો સૂતો તમારા ઘા ઝીલીશ.' પેલી મુસલમાન બહેને એમના પેટ પર મૂકવાને ભીની માટીની લોપરી આપી. એટલે ગાંધીજી કહે: 'આ મને મારા ભાવિનો સ્પર્શ કરાવે છે.' હું કંઈ બોલ્યો નહીં, એટલે ક્ષણવાર પછી કહે: 'એ વાક્ય તમે સમજ્યા લાગતા નથી.' મેં કહ્યું: 'હું સમજ્યો છું, પણ મને લાગે છે કે હજુ આપની

ઉંમર એટલી ઓછી છે કે માટીમાં મળી જવા વિષે વિચાર કરવાનો વખત આવ્યો નથી.'

ગાંધીજી કહે: 'કેમ, તમે, હું, ને આપણે બધા — કોઈ એકસોવીસ વરસે, પણ સહુ, વહેલા કે મોડા, એ રસ્તે જવાના જ છીએ.' તેઓ જરાક થોભ્યા ને 'હવે?' કહી મને પ્રશ્નો શરૂ કરવાનું કહ્યું.

મેં કહ્યું: 'હું જ્યારે ભવિષ્યની ગોઠવણને વિષે કંઈક સૂચના સાંભળું છું ત્યારે મનમાં એવી કલ્પના કરી જોઉં છું કે એ જો ખરેખર અમલમાં મુકાય તો કેવી સ્થિતિ થાય? મને ખાતરી છે કે અંગ્રેજો ચાલ્યા જાય એ આપની સૂચનાની બાબતમાં આપે પણ એવી જ રીતે કલ્પના કરી જોઈ હશે. ત્યારે આપ એ ચાલ્યા જવાની ક્રિયાનું એકએક પગલું કેવી રીતે ભરાશે એમ કલ્પો છો?'

તેઓ ધીરેધીરે કહેવા લાગ્યા: 'પહેલો તો રાજાઓનો સવાલ છે. એમની પાસે પોતપોતાનાં લશ્કર છે. તેઓ મુસીબત પેદા કરે એ સંભવિત છે. અંગ્રેજો જાય પછી દેશમાં સુવ્યવસ્થા જ રહેશે એવી મારી ખાતરી નથી. સંભવ છે કે અંધાધૂંધી પણ થાય. મેં કહ્યું છે કે "અંગ્રેજો વ્યવસ્થિત રીતે જાય, ને હિંદુસ્તાનને ભગવાનને ભરોસે છોડી દે." એવી અવહેવારુ ભાષા તમને કદાચ ન ગમે. તો ભલે એને અરાજકતા કહો. બૂરામાં બૂરું પરિણામ તો એ જ આવશે. પણ અમે એને રોકવાનો પ્રયત્ન કરીશું. સંભવ છે કે અરાજકતા ન પણ થાય.'

મેં કહ્યું: 'હિંદીઓ તત્કાળ કંઈક રાજ્યતન્ત્ર ચાલતું કરી ન શકે?'

તેમણે તરત જ કહ્યું: 'હા. અહીંની રાજકીય પરિસ્થિતિમાં ત્રણ રાજકીય તત્ત્વો છે: રાજાઓ, મુસલમાનો, અને મહાસભા. એ બધાં મળીને કામચલાઉ સરકારનું તન્ત્ર રચી શકે.'

મેં પૂછ્યું: 'એમાં સત્તા અને હોદ્દા કયા પ્રમાણમાં વહેંચાય?'

ગાંધીજી કહે: 'એ હું નથી જાણતો. મહાસભા સૌથી વધારે

પ્રભાવશાળી ઘટક હોઈ સૌથી મોટો ભાગ માગે એ સંભવિત છે. પણ એ વસ્તુનો નિશ્ચય તો સલાહસંપથી કરી શકાય એવો છે.'

મેં કહ્યું: 'મને એમ લાગે છે કે અંગ્રેજો સાવ ચાલ્યા જ જાય એ શક્ય નથી. એનો અર્થ તો હિંદુસ્તાનને જપાનના હાથમાં સોંપી દેવા બરોબર થાય. ઇંગ્લંડ એ વસ્તુ કદી કબૂલ ન કરે; તેમ અમેરિકા એમાં સંમતિ પણ ન આપે. અંગ્રેજો ગાંસડાપોટલાં બાંધીને ઉચાળા ભરી જાય એવી જો આપની માગણી હોય, તો આપ અશક્ય વસ્તુ માગો છો; આપ ઝાડની છાલ ઉખાડી નાખવા માગો છો. એ લોકોએ એમનાં લશ્કર પણ ખેંચી લેવાં એમ કહેવાનો તો આપનો આશય નથી જ; કે છે?'

ઓછામાં ઓછી બે મિનિટ ગાંધીજી કંઈ બોલ્યા નહીં. ઓરડામાં નીરવ શાંતિ છવાઈ રહી. છેવટે ગાંધીજીએ કહ્યું: 'તમારી વાત સાચી છે. ના, બ્રિટન અને અમેરિકાને, ને બીજા દેશોને પણ, પોતાનાં લશ્કર અહીં રાખવાની, ને લડાઈ ચલાવવા માટે લશ્કર તથા સરંજામ રાખવાના મથક તરીકે હિંદની ભૂમિનો ઉપયોગ કરવાની, છૂટ રહેશે. આ લડાઈમાં જપાન જીતે એમ હું ઇચ્છતો નથી. ધરી રાજ્યોની જીત થાય એવી મારી ઇચ્છા નથી. પણ મને ખાતરી છે કે હિંદી પ્રજા સ્વતંત્ર થયા વિના બ્રિટન જીતી શકવાનું નથી. બ્રિટન જ્યાં સુધી હિંદ પર અમલ ચલાવે છે ત્યાં સુધી તે નબળું રહેવાનું, ને નૈતિક દૃષ્ટિએ તેનો બચાવ થઈ શકે એમ નથી. મારે ઇંગ્લંડની માનહાનિ કરવી નથી.'

'પણ હિંદુસ્તાન જો મિત્રરાજ્યોના લશ્કરી મથક તરીકે વપરાવાનું હોય, તો તેને અંગે બીજા પણ ઘણા સવાલો ઊભા થાય છે. લશ્કરો ખાલી જગામાં રહેતાં નથી. દાખલા તરીકે સાથી રાજ્યોને રેલરસ્તા પર સારી વ્યવસ્થા પણ જોઈએ.'

ગાંધીજી કહે: 'રેલવે ચલાવવાનું કામ એ લોકોને સોંપી શકાય. જે બંદરો પર પરદેશથી આવેલો સરંજામ ઊતરતો હોય તે બંદરોમાં

સુવ્યવસ્થાની પણ એમને જરૂર પડે. મુંબઈ ને કલકત્તામાં રમખાણો થાય એ એમને ન પોસાય. આ વસ્તુઓમાં સહકાર અને સંયુકત પ્રયત્નની જરૂર પડવાની.'

મેં પૂછ્યું: 'આ સહકારની શરતો એક મિત્રતાની સંધિના રૂપમાં લખી ન શકાય?'

ગાંધીજી કહે: 'હા, અમે ઇંગ્લંડની સાથે લેખી કરાર કરી શકીએ.'

'અથવા બ્રિટન, અમેરિકા ને બીજાઓની સાથે,' મેં વિવરણ કરીને કહ્યું.

એમણે માથું હલાવીને હા પાડી.

'આપે આ વાત એકે વખત કહી કેમ નથી?' મેં પૂછ્યું. 'મારે કબૂલ કરવું જોઈએ કે આપે શરૂ કરવા ધારેલી સવિનય ભંગની હિલચાલ વિષે મેં સાંભળ્યું ત્યારે મારા મને એનો વિરોધ કરેલો. મેં માનેલું કે એનાથી યુદ્ધના સંચાલનમાં વિઘ્ન આવશે. હું માનું છું કે આ યુદ્ધમાં લડીને જીત મેળવ્યે જ છૂટકો છે. ધરી રાજ્યો જીતે તો જગતમાં ઘોર અંધારું ફેલાશે, એમ હું જોઈ શકું છું. હું માનું છું કે અમે જીતીએ તો આજના કરતાં સારી દુનિયા જોવાની આશા રાખી શકાય.'

ગાંધીજી કહે: 'એમાં હું સાવ સંમત થઈ શકું એમ નથી. બ્રિટન ઘણીવાર દંભરૂપી વસ્ત્ર ધારણ કરે છે, અને જે વચનો આપે તે પાછળથી પાળતું નથી. પણ હું એટલું કબૂલ કરું છું કે લોકશાસનવાળાં રાજ્યો જીતે તો વધારે આશાને માટે અવકાશ ખરો.'

'એનો આધાર અમે કેવા પ્રકારની સંધિ કરીએ છીએ એના પર રહે છે,' મેં કહ્યું.

'એનો આધાર તમે યુદ્ધ દરમ્યાન શું કરો છો એના પર રહે છે,' એમણે સુધારો કર્યો.

મેં કહ્યું: 'હું આપને એટલું કહેવા ઇચ્છું છું કે હિંદી સ્વતંત્રતાની હિલચાલ પ્રત્યે અમેરિકાના મુત્સદ્દીઓના મનમાં ભારે સમભાવ છે. આટલાંટિક ચાર્ટર હિંદને લાગુ પડતો નથી એમ જે ભાષણમાં ચર્ચીલે કહેલું તે ભાષણ કરતાં એમને રોકવાનો પ્રયત્ન અમેરિકન સરકારે કરેલો. વૉશિંગટનમાં મહત્ત્વનાં સ્થાન ધરાવનાર માણસો પાસીફીક ચાર્ટરની યોજના ચર્ચી રહ્યા છે. પણ તેઓ મને કહે છે કે "અમે બહુ આગળ વધી શકયા નથી. કેમકે સામ્રાજ્યવાદનો અંત એ એવા ચાર્ટરનો પ્રથમ સિદ્ધાંત હોય. પણ જ્યાં સુધી બ્રિટન હિંદને તાબામાં રાખી શકે ત્યાં સુધી અમે એ સિદ્ધાંત કયે મોઢે જાહેર કરી શકીએ?"'

ગાંધીજી કહે: 'મને ભવિષ્ય વિષેનાં વચનોમાં રસ નથી. મને યુદ્ધ પછી મળનારા સ્વરાજમાં રસ નથી. મારે તો સ્વરાજ અબઘડી જોઈએ છે. એથી ઇંગ્લંડને લડાઈ જીતવામાં મદદ થશે.'

મેં કહ્યું: 'આપે આપની યોજના વાઈસરૉયને કેમ જણાવી નથી? એમને કહેવું જોઈએ કે મિત્રરાજ્યોનાં લશ્કર ને સરંજામ રાખવાના મથક તરીકે હિંદનો ઉપયોગ થાય એની સામે આપને હવે વાંધો નથી.'

ગાંધીજી કહે: 'કોઈએ મને એ પૂછ્યું નથી. મેં શરૂ કરવા ધારેલી સવિનય ભંગની હિલચાલ વિષે મેં "હરિજન"માં લખ્યું છે, તે પ્રજાને એ માટે તૈયાર કરવા સારુ. આ બાબત વિષે તમે જો મને કેટલાક સીધા લેખી સવાલ પૂછો, તો હું "હરિજન" માં તેના જવાબ આપીશ. માત્ર સવાલને ટૂંકા બનાવજો.'

'આપ મારા લખાણ વિષે કંઈ જાણતા હો તો આપને એટલી ખબર તો હોય કે હું હંમેશાં મારું લખાણ ટૂંકું ને સીધુંસટ બનાવવાનો પ્રયત્ન કરું છું, ને પાણી બધું નિચોવી કાઢું છું,' મેં તો ભાષણ જ ચલાવ્યું.

ગાંધીજી કહે: 'તમે આવ્યા તે પહેલાં જવાહરલાલે મને તમારે વિષે વાત કરી હતી. તેમણે કહેલું કે તમે પ્રામાણિક છો, ને તમારે

કશો સ્વાર્થ સાધવાનો નથી. તમે એકીસાથે ઘણા ઘોડા દોડાવતા નથી. એમણે કહેલું કે તમે નક્કર માણસ છો. એ વાત સાચી છે એ તો હું તમને જોઈને કહી શકું છું.' કહીને તેઓ હસ્યા.

'હા, કંઈ નહીં તો શરીરે તો નક્કર છું જ,' મેં કહ્યું.

ગાંધીજી કહે: 'મેં તમારી સાથે છૂટથી ને નિખાલસતાથી વાતો કરી છે. હું માનું છું તમે સાહેબ લોક છો.'

ગાંધીજી હસ્યા. મેં જરા ખુલાસો માગ્યો. 'આપે સાહેબ બ્લૉક કહ્યું? એ અંગ્રેજી શબ્દ બ્લૉક (ગમાર) છે?' આખી મંડળી ખડખડાટ હસી પડી.

'ના, લોક,' કહી ગાંધીજી હસ્યા. એક મન્ત્રીએ એનો અર્થ કર્યો 'ટ્રુ જેંટલમૅન'. મહાદેવ દેસાઈ ત્યાં બેઠા હતા. એમના માથા પર માટીની જાડી લોપરી ઊંચી ટોપીની પેઠે ગોઠવેલી હતી. તેઓ કહે અંગ્રેજીમાં એનો અર્થ છે 'સુપરફાઈન'.

હસવું પૂરું થઈ રહ્યું એટલે ગાંધીજી કહે: 'મીસ કૅથેરાઇન મેયો ('મધર ઇન્ડિયા'ની લેખિકા) અહીં આવેલી એની જોડે મેં સારી રીતે વાતો કરી, ને એણે જઈને નરી ગંદી વાતો જ લખી. તમે જાણો છો મેં એને શું નામ આપેલું તે?'

મેં કહ્યું: 'ના.'

ગાંધીજી કહે: 'ગટર મુકાદમ.'

મેં કહ્યું: 'હું બહુ ગરીબ કુટુંબમાં જન્મેલો છું. ભૂખ્યા રહેવું એટલે શું તે હું જાણું છું. મેં હમેશાં દીનદલિતની પ્રત્યે સહાનુભૂતિ રાખી છે. ઘણા અમેરિકનોનાં મનમાં હિંદ પ્રત્યે ભારેમાં ભારે મિત્રતાની લાગણી છે. એટલે, આપે અમેરિકાને વિષે કેટલાંક કડવાં વેણ કાઢ્યાં છે એ મને બહુ ખેદજનક લાગે છે.'

ગાંધીજી કહે: 'એમ કરવું જરૂરનું હતું. મારે આઘાત પહોં-

ચાડવો જ હતો. હું માનું છું કે ઘણા અમેરિકનો મારે વિષે સદ્‌ભાવની લાગણી ધરાવે છે. એટલે મારે તેમને કહેવું હતું કે તમે જો મેમન (ધનાસુર)ની પૂજા કરવી ચાલુ રાખશો તો તમે આજના કરતાં સારી દુનિયા નહીં પેદા કરી શકો. ભય તો એવો છે કે લોકશાસનવાળા દેશો ધરી રાજ્યોને હરાવશે, ને પોતે જપાન અને જર્મનીના જેવા જ બૂરા બનશે.'

હું બોલી ઊઠ્યો: 'બેશક એ ભય તો છે જ. પણ ઘણા લોકો એમ કહેતા હતા કે ઇંગ્લંડ લડાઈમાં ઊતરશે તો ફાસિસ્ટ બની જશે. છતાં વસ્તુસ્થિતિ તો એ છે કે ઇંગ્લંડમાં લડાઈ પહેલાં હતું તેના કરતાં અત્યારે લોકશાસન વધારે છે.'

'ના,' ગાંધીજીએ અસંમતિ દર્શાવી. 'અમે હિંદમાં તો જોઇએ છીએ કે એવી સ્થિતિ નથી.'

'કંઈ નહીં તો ઇંગ્લંડમાં તો છે,' મેં કહ્યું.

ગાંધીજી કહે: 'એ વાત ઇંગ્લંડને વિષે સાચી હોય ને સામ્રાજ્યને વિષે ન હોય એમ બની જ ન શકે. તમારી ભવિષ્યની ભલાઈ પર મારાથી આધાર રાખી શકાય નહીં. મેં હિંદની રાષ્ટ્રીય સ્વતન્ત્રતા માટે ઘણા દસકા સુધી મહેનત કરી છે. હવે અમારાથી રાહ જોઈ શકાય એમ નથી. પણ અમારે વિષે સદ્‌ભાવ છે એમ હું માનું છું ખરો.'

તેઓ થોભી ગયા, ને બહુ જ બેચેન દેખાયા. તેઓ ધીરેધીરે કહેવા લાગ્યા: 'ઇંગ્લંડ હિંદુસ્તાનમાં ભરેલી સુરંગ પર બેઠું છે, ને એ સુરંગ ગમે ત્યારે ફૂટે એ સંભવિત છે. આ દેશમાં બ્રિટન સામેના દ્વેષ ને રોષ એટલા તીવ્ર છે કે બ્રિટનને તેના યુદ્ધપ્રયત્ન માટે કશી મદદ મળી શકે એમ નથી. હિંદીઓ બ્રિટિશ લશ્કરમાં દાખલ થાય છે કેમકે તેમને ખાવાનું જોઈએ છે; પણ તેમનાં હૃદયમાં એવી કશી લાગણી નથી હોતી જેને લીધે તેમને ઇંગ્લંડને મદદ કરવાની ઇચ્છા થાય.'

મેં કહ્યું: ‘હિંદના સમાધાન વિષે આપે જે સૂચનાઓ આજે કરી છે તેનો સાર હું આપું, તો એમ કહી શકાય કે આપે ક્રિપ્સ યોજનાને અવળી ફેરવી છે. ક્રિપ્સે આપને કંઈક આપ્યું હતું ને બાકીનું ઇંગ્લંડ માટે રાખ્યું હતું. આપ ઇંગ્લંડને કંઈક આપો છો ને બાકીનું હિંદ માટે રાખો છો.’

‘એ સાવ સાચું છે,’ ગાંધીજીએ સંમતિ દર્શાવી. ‘મેં ક્રિપ્સને અવળા ફેરવ્યા છે.’

એમના ઘડિયાળ પરથી મેં જોયું કે કલાક પૂરો થવા આવ્યો છે. મેં કહ્યું: ‘આપને મારી ચોપડી — મેન ઍન્ડ પૉલીટિક્સ — વાંચવાનું કહેવાની મારી હિંમત ચાલે એમ નથી. નરેન્દ્રદેવે એ વાંચી છે. પણ હું આશા રાખું છું કે આપ એના પર સહેજ નજર નાખી જશો.’ (અંગ્રેજીમાં શબ્દ છે ‘પેઈજ થ્રૂ.’) એક મન્ત્રીએ પૂછ્યું: ‘પેઇજિંગ થ્રૂ’ એટલે શું? ગાંધીજી કહે: ‘એનો અર્થ એ કે પહેલાં છેલ્લું પાનું જોવું, પછી પહેલું પાનું જોવું, ને પછી વચલું એક પાનું જોવું.’

‘પછી ચોપડી ફેંકી દેવી ને કહેવું કે એ ઉત્તમ છે,’ મેં કહ્યું. ‘મેં વચન પ્રમાણે આપનો કલાક લીધો છે.’

ગાંધીજી કહે: ‘હા, લીધો છે. હવે જાઓ ને ટબમાં બેસો.’

ગાંધીજીની આ સૂચના મને સારી લાગી. માત્ર મેં એમાં થોડોક સુધારો કરવાનો નિશ્ચય કર્યો. ઘેર જઈને મેં કપડાં ઉતાર્યાં; પાણીથી ભરેલા એક પતરાના ટબમાં એક નાનું લાકડાનું ખોખું મૂક્યું; એક ટુવાલ ગડી વાળીને ખોખા પર મૂક્યો; પછી ટબમાંના ખોખા કરતાં કંઈક મોટું એક ખોખું બહાર ટબની નજીક મૂક્યું; ને તેના પર મારું નાનું, ઉપાડીને લઈ જઈ શકાય એવું, ટાઈપરાઈટર મૂક્યું. આટલી ગોઠવણ કરીને હું ટબમાંના ખોખા પર બેઠો, ને ગાંધીજી સાથેની મારી કલાકની વાતચીતની નોંધ ટાઈપ કરી. થોડી થોડી મિનિટને આંતરે, જ્યારે મને પરસેવો થવા માંડતો, ત્યારે હું ટબમાંથી કાંસાનો લોટો ભરીને પાણી

લેતો ને મારી પીઠ પર ને હાથપગ પર રેડતો. આ રીતે ઝાઝો થાક લાગ્યા વિના હું આખો એક કલાક ટાઈપ કરી શક્યો.

પાંચ વાગે ભોજન. હું ગાંધીજી કરતાં વહેલો પહોંચ્યો. તેઓ આવ્યા એટલે મને કહે: 'આ વધારે સારું છે.' બપોરે જમવા વખતે હું મોડો પડેલો તેને ઉદ્દેશીને એમણે આ વાક્ય કહેલું. મેં કહ્યું: 'મને ખબર નથી કે વધારે વિવેક આપનાથી વહેલા આવવામાં ગણાય કે મોડા આવવામાં?' તેઓ કહે: 'અહીં કૃત્રિમ વિવેકની મનાઈ છે. તમારે આવવું હોય ત્યારે આવજો.'

એમણે ફરી મને બાફેલો કાંદો આપવાનો પ્રયત્ન કરી જોયો. મેં ફરી સાફ ના પાડી. ગાંધીજી કહે: 'તમે અહીં ભૂખે સુકાઈ જશો.' મેં કહ્યું: 'મેં બપોરે છાશ ને ચા અડાવ્યાં છે.' વળી મેં એમને કહ્યું: 'આપે ટબમાં બેસીને વાંચવાની સૂચના કરેલી. મેં એમાં સુધારો કર્યો — મેં ટબમાં બેસીને ટાઈપ કર્યું.' ને મેં મારી કરામતનું વર્ણન કર્યું. તેઓ મોટેથી હસી પડ્યા. આજે એમને થાક લાગેલો હતો તેથી સાંજે તેઓ ફરવા જવાના નહોતા, તે માટે તેમણે ક્ષમા માગી.

હું જમી રહ્યો છું એમ એમણે જોયું એટલે કહ્યું: 'ફીશર, તમારે જવું હોય ત્યારે જઈ શકો છો. શિષ્ટાચારનો વિચાર ન કરશો. મેં તમને કહ્યું જ છે કે અમે અહીં કૃત્રિમ વિવેકનું પાલન નથી ઈચ્છતા.' હું ઊઠ્યો, ને ટોપ ને જોડા લઈ ભોજનાલયમાંથી બહાર નીકળ્યો, એટલે ગાંધીજી કહે: 'તમને કોઈએ કહ્યું છે ખરું કે જવાહરલાલ રવિવારે અહીં આવે છે?'

મેં કહ્યું: 'ના. આજે કયો વાર થયો? હું તો વારની ગણતરી જ ભૂલી ગયો છું.'

'શુક્રવાર,' કહીને તેઓ હસ્યા.

મેં કહ્યું: 'આપ મારી સાથે ઊભા રહીને ફોટો પડાવવાને સંમત થશો?'

'કોઈ ફોટોગ્રાફર અનાયાસે નજીકમાં હોય તો,' ગાંધીજીએ કહ્યું. 'ફોટોમાં તમારી સાથે ઊભેલા દેખાવામાં મને કશો વાંધો નથી.'

મેં કહ્યું: 'એ તો આપે મારી મોટામાં મોટી પ્રશંસા કરી.'

'તમારે પ્રશંસા જોઈએ છે?' ગાંધીજીએ પૂછ્યું.

'આપણને સહુને નથી જોઈતી?' મેં કહ્યું.

'હા,' તેમણે સંમતિ દર્શાવતાં કહ્યું, 'પણ કેટલીકવાર આપણે એને માટે ઘણી આકરી કિંમત આપવી પડે છે.'

હું ઘેર ગયો, ફરી ટબમાં બેઠો, ને ચાર સવાલ ટાઈપ કરી કાઢ્યા. એનો જવાબ 'હરિજન'માં આપવાનું ગાંધીજીએ વચન આપ્યું હતું.

મને થયું કે ગાંધીજી સાથેની મારી આજની મુલાકાત ઐતિહાસિક મહત્ત્વની હતી. હિંદને માટે જે કટોકટીનો સવાલ હતો તેની બાબતમાં એમણે પોતાનો વિચાર બદલ્યો હતો; અગાઉ તેમણે કહેલું કે 'અંગ્રેજોએ જવું જોઈએ,' તેને બદલે આજે તેમણે મને કહ્યું કે 'અંગ્રેજો રહીને હિંદુસ્તાનમાંથી લડાઈ ચલાવી શકે છે.' બીજા શબ્દોમાં કહીએ તો, તેઓ યુદ્ધપ્રયત્નને સાંખી લેવા ને, અમુક સંજોગોમાં, તેને મદદ કરવા તૈયાર છે. એમણે મને જે વાતો કહી તે પરથી એમ લાગે છે કે હિંદી સ્વાતંત્ર્યના અતિમહત્ત્વના પ્રશ્નને વિષે તેઓ બાંધછોડ કરી સમાધાન પર આવવા તૈયાર છે.

હું ખાટલા પર લાંબો થઈને પડ્યો. ખાટલો અતિથિગૃહની પાસે ખુલ્લામાં મૂકેલો છે. ખુરશેદબહેને મને ચેતવણી આપી કે 'મેં અહીં પાસે ઓટલા પર ઘાસતેલનું ફાનસ સળગતું મૂક્યું છે, તે લીધા વિના રાતે ખાટલામાંથી નીચે પગ ન મૂકશો. અહીં વીંછી ફરે છે.'

દૂરથી મેં પ્રાર્થનાના ધીરા સૂર સાંભળ્યા; ને પછી નવેક વાગે મને ઊંઘ આવી ગઈ. રાત શીતળ હતી.

## જૂન ૬, ૧૯૪૨

મેં પાંચ વાગે ઊઠી હજામત કરી. પછી લંડનમાં જે ભૂરા પટાવાળો લેંઘો ખરીદેલો તે પહેર્યો, ને ઉપર આર્યનાયકમે મને વાપરવા આપેલું ખાદીનું સફેદ પહેરણ પહેર્યું. તે છેક મારે ઘૂંટણે પહોંચ્યું. કેરી, ચા ને રોટીનો નાસ્તો થયો. પછી હું ગાંધીજીની કુટીરે ગયો. તેઓ બહાર ખાટલા પર બેઠા હતા, ને ઊંડા જામમાં ભરેલો કેરીનો રસ ચમચે ચમચે ખાતા હતા. તેમનાં પત્ની તેમને પંખો નાખતાં હતાં. ગાંધીજીએ માત્ર કચ્છ પહેરેલો હતો.

ગાંધીજીએ 'ઓહો!' કરીને મને આવકાર આપ્યો, ને મારા વેશ વિષે ટીકા કરી. મેં કહ્યું: 'આ પિકેડીલી (લંડનનો એક ભાગ) અને ખાદીનું મિશ્રણ આપને કેવું લાગે છે?'

ગાંધીજીએ કહ્યું કે 'સરસ લાગે છે.' પછી કહે: 'તમે તમારે માટે ખાસ માપનું પહેરણ કરાવ્યું લાગે છે.' મેં કહ્યું: 'ના. આર્યનાયકમ પાસેથી વાપરવા લીધું છે.' ગાંધીજી કહે: 'તમને ખબર છે એ અમેરિકામાં કોલંબિયા યુનિવર્સિટીમાં ભણેલા તે?' મેં કહ્યું: 'હા, હું જાણું છું.' થોડી વાર પછી મેં એમને પૂછ્યું: 'આપે મારા સવાલ જોયા?' તેઓ કહે: 'હા. હમણાં સવારે હું એના જવાબ આપીશ.'

થોડી વારમાં અમે ફરવા નીકળ્યા. મેં એમને પૂછ્યું: 'આપના આ સાપ્તાહિક મૌનવારની પાછળ તત્ત્વ શું છે?'

ગાંધીજી કહે: 'તત્ત્વ એટલે?'

મેં કહ્યું: 'એની પાછળનો સિદ્ધાંત; એનો હેતુ.'

તેઓ સહેજ હસ્યા. પછી કહે: 'મારા ભૂકા ઊડી રહ્યા હતા એવે વખતે મેં એ શરૂ કરેલો. હું સખત કામ કરતો; તપી ગયેલી ટ્રેનોમાં સતત મુસાફરી કરતો; ઘણી સભાઓમાં ભાષણો આપતો; ટ્રેનોમાં ને બીજે હજારો લોકો મારી પાસે આવીને પ્રશ્નો પૂછતા, દલીલો કરતા,

ને મારી સાથે બેસીને પ્રાર્થના કરવા માગતા. મને અઠવાડિયે એક દિવસનો આરામ જોઈતો હતો. એટલે મેં આ મૌનવાર શરૂ કર્યો બેશક પાછળથી મેં એમાં અનેક સદ્ગુણોનું આરોપણ કર્યું, ને એને આધ્યાત્મિક લેબાસ પહેરાવ્યો. પણ મારે એક દિવસ આરામનો જોઈતો હતો તે ઉપરાંત ખરેખર કશો જ હેતુ નહોતો.'

અમે આગળ ચાલ્યા. તેમણે આશ્રમના રસોડામાં કામ કરતી એક યુવતીને ખભે હાથ ટેકવ્યા હતા. તેઓ કહેવા લાગ્યા : 'મૌનથી ઘણી વિશ્રાંતિ મળે છે. મૌનમાં પોતામાં વિશ્રાંતિ આપવાનો ગુણ છે એવું નથી. પણ તમે બોલી શકતા હો ને છતાં ન બોલો, તો એથી તમને ઘણી રાહત મળે છે — અને વિચાર કરવાને માટે વખત મળે છે તે જુદો.'

રાજગોપાલાચાર્યની યોજના વિષે મેં ગાંધીજીનો અભિપ્રાય પૂછ્યો. એપ્રિલમાં સર સ્ટેફર્ડ ક્રિપ્સ સાથેની વાટાઘાટમાં રાજગોપાલાચાર્યે મહાસભાના પ્રતિનિધિ તરીકે ભાગ લીધો હતો. હિંદીઓ તેમને રાજાજી કહે છે. તેઓ હિંદુસ્તાનમાં શાણામાં શાણા માણસોમાંના એક છે; ગાંધીજીના જૂના મિત્ર ને સાથી છે; અને ગાંધીજીના સૌથી નાના દીકરા દેવદાસના સસરા છે. ક્રિપ્સની યોજના નિષ્ફળ ગઈ ત્યારથી તેમણે ઘણાં ભાષણો કર્યાં છે; તેમાં મહાસભા પાકિસ્તાનની — જુદા મુસલમાન રાજ્યની — વાત કબૂલ રાખે એ ધોરણ પર સહકાર કરવાને તેઓ મહાસભા તથા મુસ્લીમ લીગને વિનંતી કરી રહ્યા છે. રાજાજીના કાર્યક્રમ વિષે મેં ગાંધીજીને પૂછ્યું, એટલે તેઓ કહે : 'એમની યોજના શી છે એ જ હું જાણતો નથી. તેઓ મારી વિરુદ્ધ દલીલો કરે ને હું એમની વિરુદ્ધ દલીલો કરું એ મને બેહૂદું લાગે છે. એટલે મેં હુકમ આપ્યો છે કે અમારા બેને સંબન્ધ છે તેટલે અંશે આ ચર્ચા મોકૂફ રાખવી. પણ વસ્તુસ્થિતિ એ છે કે રાજાજીની દરખાસ્ત શી છે એ જ હું જાણતો નથી.'

મેં કહ્યું : 'એમની યોજનાનું સારભૂત તત્ત્વ એ નથી કે હિંદુ

અને મુસલમાન સાથે મળીને કામ કરે, અને સાથે કામ કરતાં કરતાં શાન્તિમય સહકારની રીત શોધી કાઢે ?'

ગાંધીજી કહે: 'હા. પણ એમ બનવું અશક્ય છે. જ્યાં સુધી ત્રીજી સત્તા — ઇંગ્લંડ — અહીં છે ત્યાં સુધી અમારા કોમી ઝઘડા અમને સતાવ્યાં જ કરવાના. ઘણાં વરસ પર લૉર્ડ મિન્ટો વાઇસરૉય હતા, તેમણે કહેલું કે હિંદ પર અમલ ચલાવવામાં સરળતા થાય તે માટે હિંદુ મુસલમાનને એકબીજાથી અળગા રાખ્યા સિવાય અંગ્રેજોનો છૂટકો નથી.'

મેં કહ્યું : 'મિન્ટોના એ વચનવાળું અવતરણ મેં જોયું છે.'

'ત્યારથી બ્રિટિશ અમલનો એ સિદ્ધાન્ત થઈ પડ્યો છે,' ગાંધીજીએ ભારપૂર્વક કહ્યું.

મેં કહ્યું : 'મને એમ કહેવામાં આવ્યું છે કે મહાસભાનાં પ્રધાનમંડળો ૧૯૩૭, ૧૯૩૮ ને ૧૯૩૯ દરમ્યાન જ્યારે પ્રાન્તોમાં અમલ ચલાવતાં હતાં ત્યારે તેમણે મુસલમાનો સામે ભેદભાવનું વર્તન રાખેલું.'

'એ પ્રાન્તોના બ્રિટિશ ગવર્નરોએ સરકારી રાહે પુરાવો આપ્યો છે કે એ વાત ખરી નથી,' ગાંધીજીએ કંઈક તીખાશથી કહ્યું.

મેં મારું ગાણું ચાલુ રાખ્યું : 'પણ એ વાત ખરી નથી કે યુક્ત પ્રાન્તમાં મહાસભાને જીત મળવાની ખાતરી નહોતી, એટલે મહાસભા અને મુસલમાનોએ ચૂંટણીને અંગે એક કરાર કર્યો, અને મહાસભાને ઘણી ભારે જીત મળી એટલે તેણે મુસલમાનો સાથે મળીને સંયુક્ત પ્રધાનમંડળ રચવાની ના પાડી ?'

ગાંધીજી કહે : 'ના. મહાસભાએ રચેલી યુક્ત પ્રાન્તની સરકારમાં ચાર મુસલમાન પ્રધાનો હતા. મુસ્લીમ લીગના પ્રતિનિધિ નહોતા એ સાચું, પણ મુસલમાન તો હતા જ. ના. અમે હંમેશાં મુસલમાનોની સાથે રહીને કામ કરવાનો પ્રયત્ન કર્યો છે. એમ કહેવામાં આવે છે કે

મૌલાના સાહેબ [ મૌલાના અબુલ કલામ આઝાદ, જે મહાસભાના પ્રમુખ છે, તેઓ એક મુસલમાન આલિમ છે. ] અમારા હાથમાં રમકડું છે. ખરું જોતાં તેઓ મહાસભાની પાસે પોતાનું ધાર્યું કરાવી શકે છે. તેઓ મહાસભાના પ્રમુખ છે. પણ ક્રિપ્સ યોજનાએ હિંદુ મુસલમાન વચ્ચે જેટલું અળગાપણું પેદા કર્યું છે તેટલું અગાઉ કદી નહોતું. બ્રિટિશ સરકારને પ્રતાપે બે કોમ વચ્ચેનું અંતર વધ્યું છે.'

હું બોલી ઊઠ્યો : 'મહાસભાના નેતાઓ ને મુસ્લીમ લીગવાળાઓ ક્રિપ્સ જોડે વાત કરવા નવી દિલ્લી આવ્યા, ને તેમણે ક્રિપ્સ જોડે વાતો કરી પણ એકબીજા જોડે ન કરી, એ વસ્તુ ખેદજનક હતી.'

'ખેદજનક હતી એટલું જ નહીં,' ગાંધીજીએ સંમતિ દર્શાવતાં કહ્યું, 'પણ શરમભરેલી હતી. પણ એમાં વાંક મુસ્લીમ લીગનો હતો. આ લડાઈ ફાટી નીકળી તે પછી થોડે વખતે વાઇસરૉયને મળવા સારુ અમને નવી દિલ્લી બોલાવવામાં આવ્યા હતા. રાજેન્દ્રપ્રસાદ [ મહાસભાની કાર્યવાહક સમતિના એક સભ્ય ] અને હું મહાસભા તરફથી ગયેલા, ને જનાબ ઝીણા મુસ્લીમ લીગ તરફથી. મેં ઝીણા સાહેબને કહ્યું કે "આપણે અગાઉ ગુફ્તેગૂ કરીએ, ને એકો કરીને બ્રિટિશ સરકાર પાસે જઈએ." અમે નવી દિલ્લીમાં એકબીજાને મળવા કબૂલ થયા; પણ મેં જ્યારે એવી સૂચના કરી કે "આપણે બંને હિંદુસ્તાનને માટે સ્વરાજ માગીએ," ત્યારે ઝીણા સાહેબ કહે: "મારે સ્વરાજ નથી જોઈતું." અમે એકમત થઈ શક્યા નહીં. મેં કહ્યું: "આપણે ઓછામાં ઓછું વાઈસરૉયને ત્યાં સાથે જઈને ઐક્યનો દેખાવ તો કરીએ. તમે મારી મોટરમાં ચાલો, અથવા હું તમારી મોટરમાં આવું." હું એમની મોટરમાં જાઉં એની એમણે હા પાડી. પણ અમે વાઈસરૉયની આગળ જુદા જુદા સૂરમાં બોલ્યા, ને અમે જુદા જુદા મત પ્રગટ કર્યા.'

આટલી વારમાં અમે પાછા ગાંધીજીની કુટીરે આવી પહોંચ્યા હતા. તેઓ કુટીરની બહાર થોભ્યા. હું થાક ખાવા કુટીરના એક થાંભલાને અઢેલીને ઊભો રહ્યો, પણ ગાંધીજીએ તો જોશભેર વાત આગળ ચલાવી: 'પ્રત્યક્ષ વહેવારમાં અમને બે પ્રજાઓમાં વહેંચી નાખવા અશક્ય છે. અમે બે પ્રજા નથી. દરેક મુસલમાન જો પોતાના કુટુંબનો ઈતિહાસ તપાસતાં ભૂતકાળમાં પૂરો ઊંડો ઊતરશે તો તેને કોઈ હિંદુ પૂર્વજનું નામ મળી આવ્યા વિના નહીં રહે. દરેક મુસલમાન એ ઇસ્લામમાં ગયેલો હિંદુ જ છે. એથી કંઈ જુદી પ્રજા કે જુદું રાષ્ટ્ર પેદા ન થાય. અમે જો ખરેખર બે જુદી જુદી પ્રજા હોઈએ તો, કોઈ પ્રભાવશાળી ખ્રિસ્તી ધર્મવેત્તા અમને સહુને ધર્માન્તર કરાવીને ખ્રિસ્તી બનાવે તોયે અમે એક પ્રજા ન બની જઇએ. એ જ રીતે હિંદુસ્તાનના બે ધર્મોને લીધે બે પ્રજા બનતી નથી. યુરોપ ખ્રિસ્તી છે, છતાં જર્મની અને ઇંગ્લંડ — જેમની વચ્ચે સંસ્કાર અને ભાષાનું આટલું બધું સામ્ય છે — તે એકબીજાનાં ગળાં કાપવા ભીષણ સંગ્રામ ચલાવી રહ્યાં છે. હિંદુસ્તાનમાં તો અમારી પાસે સહિયારી સંસ્કૃતિ છે. ઉત્તરમાં હિંદુ મુસલમાન બંને હિંદી તેમજ ઉર્દૂ સમજે છે. મદ્રાસમાં હિંદુ તેમજ મુસલમાન તામીલ બોલે છે. અને બંગાળમાં એ બંને હિંદી કે ઉર્દૂ ન બોલતાં બંગાળી જ બોલે છે. કોમી રમખાણો થાય છે ત્યારે એના મૂળમાં ગાયને અંગેના બનાવો ને ધાર્મિક સરઘસો જ હોય છે. એનો અર્થ એ થયો કે તોફાન થાય છે તે અમારા વહેમને લીધે, અમે જુદી જુદી પ્રજાઓ હોવાને કારણે નહીં.'

મેં કહ્યું: 'કેરો [વાઇસરૉયના પરદેશ ખાતાના મન્ત્રી, જેમણે પંજાબમાં ઘણાં વરસ લગી બ્રિટિશ અમલદાર તરીકે કામ કર્યું છે] અને જેનકિન્સ [પુરવઠા ખાતામાં એક ઊંચો હોદ્દો ધરાવતા અંગ્રેજ અમલદાર] બંનેએ મને કહ્યું કે કોમ કોમ વચ્ચેના ઝઘડા ગામડાંમાં નથી. બીજાઓ પાસેથી પણ મેં સાંભળ્યું કે ગામડાંમાં બે કોમ સલાહ-

સંપથી રહે છે. એમ હોય તો એ વસ્તુ બહુ મહત્ત્વની છે, કેમકે હિંદના નેવુ ટકા જેટલો ભાગ તો ગામડાંનો બનેલો છે.'

ગાંધીજી કહે: 'એમ જ છે. અને બેશક એ તો એમ પુરવાર કરે છે કે લોકસમૂહમાં વૈમનસ્ય નથી. એ એમ પુરવાર કરે છે કે રાજદ્વારી મુત્સદ્દીઓ અમારી વચ્ચે વૈમનસ્ય પેદા કરે છે.'

મેં ગાંધીજીને કહ્યું: 'નવી દિલ્લીમાં હું જે હોટેલમાં ઊતરેલો ત્યાંનો એક મુસલમાન ખાનસામા મુસ્લીમ લીગનો સભ્ય ને પાકિસ્તાનનો હિમાયતી હતો. તે મને કહેતો હતો કે જે પ્રાન્તોમાં મુસલમાનો નાની સંખ્યામાં છે ત્યાંથી જ હંમેશાં કોમી રમખાણ શરૂ થાય છે; હિંદુઓ જ્યાં નાની સંખ્યામાં છે ત્યાંથી કદી શરૂ થતાં નથી.'

ગાંધીજી કહે: 'ફીશર, તમને અહીં આવ્યાને હજુ થોડો જ વખત થયો છે. તમે દરેક વસ્તુનો અભ્યાસ ન કરી શકો. પણ તમે કંઈ તપાસ કરો ને તમને જણાય કે અમારે હાથે ભૂલ કે અપરાધ થયાં છે, તો જરૂર મોટે અવાજે કહેજો.'

તેઓ મને ચાલતા ચાલતા વાંસના બનાવેલા એક લાંબા ઝૂંપડા આગળ લઈ ગયા હતા. ત્યાં પહોંચ્યા એટલે કહે: 'આ મારાં દર્દીઓ છે.' તેઓ એક ખાટલા પાસે ઊભા રહ્યા, તેના પર એક બહેન બેઠેલી હતી. તે માંદી દેખાતી હતી. ગાંધીજીએ એની સાથે પાંચેક મિનિટ વાત કરી. એ બધો વખત એ બહેન હસી ને ગાંધીજી પણ હસ્યા. ગાંધીજી કહે: 'એ મારાં સારામાં સારાં દર્દીઓમાંની એક છે.'

ડૉ. દાસ અમારી સાથે હતા. મેં ગાંધીજી પાસેથી જરા વાત કઢાવવાને કહ્યું: 'એને આ ડાકટરના હાથમાં સોંપી દેવી સારી નહીં?'

ગાંધીજી કહે: 'ના. આ બધામાં ઊંટવૈદું ઘણું છે.' પછી તેઓ એક ઓરડામાં ગયા. એક રાતું લાકડાનું પારણું બાદ કરતાં ઓરડો સાવ ખાલી હતો. ગાંધીજી પેઠા એટલે માએ પારણામાંથી બાળકને કાઢ્યું.

ગાંધીજી બાળકીના ગાલ પર સહેજ ટપલી અડાડીને કહે: 'આ મારી દર્દી નથી; એ તો મારું રમકડું છે.' બાળકીએ બહુ આનન્દ પ્રદર્શિત કર્યો, એટલે ગાંધીજીએ એને જરા વધારે ટપલીઓ મારી ને એના ગાલ આમળ્યા. ગાંધીજી કહે: 'આ છોકરીનો બાપ સરહદ પ્રાન્તમાં રાખેલા બ્રિટિશ લશ્કરમાં સારજંટ હતો. તેને હિંદીઓ પર ગોળી ચલાવવાનો હુકમ આપવામાં આવ્યો. તેણે ના પાડી, તેને સારુ તેને સોળ વરસની કેદની સજા કરવામાં આવી. એણે છ વરસ તો ભર્યાં, પણ એની મુક્તિ માટે એટલી બધી અરજીઓ થઈ કે બે વરસ પર એને છોડવામાં આવ્યો. હવે તે અહીં અમારી સાથે રહે છે.' અમે ચાલતા ગાંધીજીની કુટીરે ગયા, ને હું એમનાથી છૂટો પડ્યો.

મારે ઉતારે જતાં હું મારી ઝૂંપડીને સામેને ઘેર થોભ્યો. ત્યાં ગાંધીજીના એક મન્ત્રી રહે છે. ગાંધીજીનીને મારી મુલાકાતો દરમ્યાન તે ગાંધીજીની નજીકમાં નજીક બેસે છે. તેઓ ઠીંગણા ને શ્યામવર્ણા છે, ને તેમના ચહેરા પર તેમની ધગશ તરી આવે છે. તેઓ ગાંધીજી સાથે ચોવીસ વરસથી કામ કરે છે. મેં એમને પૂછ્યું કે 'અંગ્રેજોને હિંદમાં રહેવા દેવા વિષે કાલે ગાંધીજીએ મને જે વાતો કહી તે વિષે તમે શું ધારો છો?' તેમણે કહ્યું: 'એ વાત રસ પડે એવી છે, સાવ નવી છે, ને બહુ આઘાત ઉપજાવનારી છે. યુદ્ધમાંથી કશો લાભ નીપજે એમ હું નથી માનતો. અમારે કોઈ પણ યુદ્ધમાં સાથ ન આપવો જોઈએ.' આ વાક્યો તેમણે અનેકવાર કહ્યાં. આ એમના સાધુચરિત નેતાની નિખાલસપણે કરેલી ટીકા હતી. એ પરથી એમ ન દેખાઈ આવ્યું કે ગાંધીજીના નિકટના સાથીઓ ગાંધીજીથી ડરી જાય છે. મેં પાછળથી આ મન્ત્રીનું નામ પૂછ્યું. તેમનું નામ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા છે. ઘનશ્યામલાલ એ દેવનું નામ છે.

જમવાનો વખત થયો ત્યાં સુધી મેં ટબમાં બેસીને ટાઈપ કર્યું.

જમતી વખતે ગાંધીજી કહે: 'ફીશર, તમારી વાડકી મને આપો.

એમાં શાક આપું.' મેં કહ્યું: 'મેં શાક ને ભાજીનું મિશ્રણ બે દિવસમાં ચારવાર ખાધું. હવે વધારે ખાવાની ઇચ્છા નથી.' ગાંધીજી કહે: 'તમને શાક ભાવતાં નથી?'

'મને આ શાકનો સ્વાદ ગમતો નથી,' મેં કહ્યું.

'ઓહો!' તેમણે આશ્ચર્યનો ઉદ્ગાર કાઢ્યો. 'એમાં તમારે મીઠું ને લીંબુ સારી પેઠે નાખવાં જોઈએ.'

મેં કહ્યું: 'એના સ્વાદને મારે મારી નાખવો એમ આપ ઇચ્છો છો.'

તેમણે હસતાં હસતાં કહ્યું: 'ના, સ્વાદને સુધારવાનું કહું છું.'

મેં કહ્યું: 'આપ એટલા અહિંસક છો કે સ્વાદને પણ મારી નાખવાનું આપને ગમતું નથી.'

તેઓ કહે: 'એટલી એક જ વસ્તુને માણસો મારી નાખતા હોય, તો હું પરવા ન કરું.'

મને પરસેવો છૂટતો હતો, ને હું મોઢું ને ગરદન રૂમાલ વડે લૂછતો હતો. મેં ગાંધીજી તરફ ફરીને કહ્યું: 'હું હવે પછી જ્યારે હિંદમાં આવું......' તેઓ ચાવતા હતા, ને કંઈ ધ્યાન આપતા હોય એમ ન લાગ્યું, એટલે હું થોભ્યો.

મારા તરફ માથું ફેરવ્યા વિના ગાંધીજી બોલ્યા: 'હા, તમે હવે પછી જ્યારે હિંદમાં આવો.......'

'ત્યારે આપે કાં તો સેવાગ્રામમાં ઍરકન્ડિશનિંગ (હવા જરૂર પ્રમાણે ઓછીવત્તી ગરમ કરવાની યાન્ત્રિક વ્યવસ્થા) કરાવવું જોઈએ, અથવા વાઈસરૉયના મહેલમાં રહેવું જોઈએ,' મેં કહ્યું.

ગાંધીજી કહે: 'ભલે.' જાણે એ પ્રમાણે કરવાના કાં ન હોય!

જમ્યા પછી હું સૂઈ ગયો; પછી ગાંધીજી સાથેની મારી સવારની

વાતચીતની નોંધ ટાઈપ કરી; ને ત્યારબાદ, ૧૯૩૦ ના મેમાં પાર્લામેંટ આગળ રજૂ થયેલા સાઈમન કમીશનના લાંબા રિપોર્ટમાંથી કેટલોક ભાગ વાંચ્યો. ૧લા ભાગના પૃ. ૫૯ પર નીચેનો ફકરો આવે છે:

'સિંધની અલ્પસંખ્યાક હિંદુ કોમના મનમાં એવી લાગણી છે કે [બ્રિટિશ] કમીશનરની સ્વતન્ત્રતા વધારેપડતી છે; જ્યારે મુસલમાનો તરફથી મુંબઈ પ્રાન્તથી સિંધને વિખૂટું પાડવાનો પ્રસિદ્ધ પોકાર ચાલી રહ્યો છે. આ માગણીનું જોર લોકોનાં ઘરમાં કે સિંધના મુસલમાન ખેડૂતોમાં જેટલું નથી તેટલું હિંદભરના મુસલમાન વિચારના નેતાઓમાં છે. બલુચિસ્તાન, વાયવ્ય સરહદનો પ્રાન્ત, અને પંજાબના મુસ્લીમ બહુમતીવાળા પ્રાન્તોની અડોઅડ એક નવો મુસ્લીમ પ્રાન્ત થાય તો હિંદુઓની શિરજોરીના ભય સામે એક કિલ્લો ઊભો થાય, એ કલ્પના તેમને આકર્ષક લાગે છે.'

આજે બપોરે મેં ગાંધીજી સાથેની મુલાકાતની શરૂઆત તેમને આ ફકરો વાંચી સંભળાવીને કરી. મેં કહ્યું: 'હિંદના ભાગલા કરવાની વાતમાં મુસલમાન નેતાઓ કરતાં મુસલમાન જનતાને ઘણો ઓછો રસ છે, એમ આજેસવારે આપે મને કહ્યું તેનું આ ફકરો સમર્થન કરે છે.'

'બેશક,' તેમણે સંમતિ દર્શાવી.

મેં કહ્યું: 'પણ મુસલમાન નેતાઓનો ભય કેટલે અંશે સાચો છે? હિંદુઓ શિરજોરી કરવા માગે છે એ વસ્તુ મુસલમાન જનતાના કરતાં નેતાઓ કદાચ વધારે સમજતા હોય. હિંદુઓએ સત્તા હાથ કરવાનો પ્રયત્ન નથી કર્યો, એમ આપ સાવ તટસ્થપણે કહી શકો છો?'

ગાંધીજી કહે: 'ક્યાંક ક્યાંક કોઈ કોઈ વ્યક્તિઓનાં મનમાં બૂરા વિચારો હશે. પણ હું એટલું કહી શકું છું કે મહાસભાની હિલચાલને અને હિંદુઓના મોટા ભાગને દોર ચલાવવાની જરાયે ઇચ્છા નથી. પ્રાન્તોને પોતાનો કારભાર ચલાવવામાં સારી પેઠે સ્વતન્ત્રતા મળવી

જોઈએ હું પોતે હિંસા કે શિરજોરીની વિરુદ્ધ છું; અને પોતાના નાગરિકો કે બીજાં રાજ્યો પર જુલમ કરનારી બળવાન સરકારો સ્થપાય એ મને રુચતું નથી. એટલે હું શિરજોરી ચલાવવાની ઇચ્છા કેવી રીતે રાખી શકું? આ આરોપ એ, લોકો પર પોતાનો પ્રભાવ વધારે જામે એ હેતુથી, નેતાઓએ ઊભું કરેલું બૂમરાણ છે.'

મેં કહ્યું: 'મારે આપને મહાસભા પક્ષ વિષે અનેક સવાલ પૂછવાના છે. બહુ ઊંચા હોદ્દા ભોગવનારા અંગ્રેજોએ મને કહ્યું છે કે "મહાસભા મોટા વેપારીઓના હાથમાં છે, અને ગાંધીને મુંબઇના મીલમાલિકોનો ટેકો છે, ને તેઓ એમને જોઇએ એટલા પૈસા આપે છે." આ વાતોમાં કેટલું સત્ય છે?'

ગાંધીજીએ સરળતાથી જવાબ આપ્યો: 'દુર્ભાગ્યે એ વાતો સાચી છે. મહાસભાની પાસે પોતાનું કામ ચલાવવાને પૂરતા પૈસા નથી. દરેક સભ્ય પાસેથી વરસે ચાર આના લેવા ને એના વડે કામ ચલાવવું, એવો વિચાર અમે શરૂઆતમાં રાખેલો. પણ તે ફળીભૂત થયો નથી.'

મેં પૂછ્યું: 'મહાસભાના ખરચનો કેટલામો ભાગ ધનિક હિંદીઓ તરફથી મળે છે?'

ગાંધીજી કહે: 'લગભગ બધો. દાખલા તરીકે આ આશ્રમમાં અમે રહીએ છીએ તેના કરતાં ઘણી વધારે ગરીબાઈથી રહી શકીએ ને ઓછા પૈસા ખરચી શકીએ. પણ અમે તેમ નથી કરતા; ને એ પૈસા અમારા ધનિક મિત્રો પાસેથી આવે છે.'

મેં પૂછ્યું: 'મહાસભાને ધનિક વર્ગ પાસેથી પૈસા મળે છે એની અસર તેની રાજનીતિ પર નથી પડતી? એથી એ વર્ગ પ્રત્યે એક જાતની નૈતિક ફરજ પેદા નથી થતી?'

ગાંધીજી કહે: 'એક મૂગું ઋણ પેદા થાય છે ખરું. પણ પ્રત્યક્ષ વહેવારમાં અમારા પર ધનિક વર્ગના વિચારોની અસર બહુ જ ઓછી

પડે છે. પૂર્ણ સ્વરાજની અમારી માગણીથી એ લોકો કેટલીકવાર ડરે પણ છે.’

મેં કહ્યું : ‘ થોડા જ દિવસ પર મેં “ હિંદુસ્તાન ટાઇમ્સ ” માં એવી ખબર વાંચી હતી કે મોંઘવારી વધવાને કારણે શ્રી. બીરલાએ એમની કાપડની મીલોમાં મજૂરોની રોજીના દર વધારી આપ્યા છે; અને બીજા કોઈ મીલમાલિકે એટલું કર્યું નથી. “ હિંદુસ્તાન ટાઇમ્સ ” તો મહાસભાનું છાપું છે ને ! ’

ગાંધીજી કહે: ‘ ના, એના પર પૂરેપૂરી માલિકી શ્રી. બીરલાની છે.’ તેઓ હસ્યા. પછી કહેવા લાગ્યા : ‘ મને ખબર છે મારો સૌથી નાનો દીકરો એનો તન્ત્રી છે તેથી લોકો એમ માને છે તે. તમે કહો છો તે હકીકત ખરી છે, પણ એને મહાસભાની સાથે કશી લેવાદેવા નથી. પણ તમે કહો છો તે ખરું છે કે મહાસભાને ધનિક સહાયકો પર આધાર રાખવો પડે છે એ દુર્ભાગ્યની વાત છે. હું “ દુર્ભાગ્યની ” શબ્દ વાપરું છું. એથી અમારી રાજનીતિ આડે રસ્તે નથી ચડતી.’

મેં પૂછ્યું : ‘ એનું એક પરિણામ એ નથી આવ્યું કે સામાજિક ને આર્થિક પ્રશ્નો કોરે રહી ગયા છે ને રાષ્ટ્રવાદ ઉપર જ બધું લક્ષ એકાગ્ર થયું છે ? ’

ગાંધીજી કહે : ‘ ના. મહાસભાએ વખતોવખત — ખાસ કરીને પંડિત નેહરુની અસરને લીધે — આગળપડતા સામાજિક કાર્યક્રમો યોજ્યા છે ને આર્થિક સંયોજનની યોજનાઓ ઘડી છે. એ ભેગી કરાવીને હું તમને આપીશ.’

મેં કહ્યું : ‘ પણ એ વાત સાચી નથી કે આ બધા સામાજિક ફેરફારો સ્વરાજ મળ્યા પછી કરવાની ધારણા રખાયેલી છે ? ’

તેમણે કહ્યું : ‘ ના. મહાસભા જ્યારે પ્રાન્તોમાં અધિકારપદે હતી ત્યારે [ ૧૯૩૭–૧૯૩૯ ] મહાસભાનાં પ્રધાનમંડળોએ ઘણા સુધારા

દાખલ કર્યા હતા; તે ત્યારપછી બ્રિટિશ વહીવટદારોએ રદ કર્યા છે. અમે ગામડાંમાં, નિશાળોમાં, ને બીજાં ક્ષેત્રોમાં સુધારા દાખલ કર્યા હતા.'

મેં કહ્યું: 'મેં સાંભળ્યું છે, ને સાઈમન રિપોર્ટમાં વાંચ્યું પણ છે, કે હિંદુસ્તાનના મોટામાં મોટા અભિશાપમાંનો એક તે ગામડાનો શાહુકાર છે, ને ઘણીવાર ખેડૂત જન્મે ત્યાંથી મરે ત્યાં સુધી એનો દેવાદાર રહે છે. યુરોપના દેશોમાં પરગજુ લોકોએ ને સરકારોએ એવા સંજોગોમાં વ્યાજખોર શાહુકારને કાઢવા માટે "લૅંડ બૅંકો" કાઢી છે. આપના કેટલાક ધનિક મિત્રો એવી લૅંડ બૅંક કેવળ વેપારી ધોરણે શા સારુ કાઢી ન શકે? એટલું માત્ર ખરું કે વરસે ચાળીસથી સિત્તેર ટકા વ્યાજને બદલે બે ત્રણ જ ટકા વ્યાજ એમને મળે. એમના પૈસા સુરક્ષિત રહે, એમને થોડોક નફો મળે, ને તેઓ દેશની સેવા કરી શકે.'

'એ અશક્ય છે,' ગાંધીજીએ કહ્યું. 'સરકારના કાયદા વિના એ ન બની શકે.'

'કેમ?' મેં પૂછ્યું.

'એટલા માટે કે ખેડૂત વ્યાજે લીધેલા પૈસા પાછા આપે નહીં.'

મેં કહ્યું: 'પણ બેશક ખેડૂત એટલું તો સમજે જ ને કે શાહુકારને ત્યાં જિંદગી ગિરો મૂકવી એના કરતાં ત્રણ ટકાને વ્યાજે લીધેલા પૈસા પાછા આપવામાં એને લાભ છે?'

ગાંધીજી કહે: 'ધીરધારનો ધંધો પરાપૂર્વથી ચાલ્યો આવે છે, ને ગામડાંમાં તેની જડ બહુ ઊંડી ઊતરેલી છે. તમે કહો છો તે વસ્તુ અમે સ્વતન્ત્ર થઇએ તે પહેલાં ન બની શકે.'

મેં પૂછ્યું: 'સ્વતન્ત્ર હિંદમાં શું થશે? ખેડૂતવર્ગની સ્થિતિ સુધારવા માટે આપની પાસે શો કાર્યક્રમ છે?'

ગાંધીજી કહે: 'ખેડૂતો જમીનો લઈ લેશે. એ લેવાનું તમારે એમને કહેવું નહીં પડે. તેઓ પોતાની મેળે લઈ લેશે.'

'જમીનદારોને વળતર અપાશે ખરું ?' મેં પૂછ્યું.

ગાંધીજી કહે: 'ના. એમ કરવું પૈસાની દૃષ્ટિએ અશક્ય છે. અમારા લક્ષાધીશ મિત્રો પ્રત્યેની અમારી કૃતજ્ઞતા અમને આવી વાતો કહેતાં રોકતી નથી. દરેક ગામડું એક એક સ્વરાજ ભોગવતો ઘટક બનશે, ને પોતાનું સ્વતન્ત્ર જીવન ગાળશે.'

મેં કહ્યું: 'પણ રાષ્ટ્રીય સરકાર તો હશે જ ને.'

ગાંધીજી કહે: 'ના.'

'પણ રેલવે, તાર વગેરે ચલાવવાને સારુ આપની પાસે રાષ્ટ્રીય રાજ્યતન્ત્ર તો હોવું જ જોઈશે,' મેં આગ્રહપૂર્વક કહ્યું.

ગાંધીજી કહે: 'હિંદમાં રેલવે ન હોય તો મારી આંખમાંથી એક પણ આંસુ ન પડે.'

મેં કહ્યું: 'પણ એથી તો ખેડૂતને હાડમારી ભોગવવી પડે. એને શહેરનો માલ જોઈએ; તેમજ એને પોતાનો માલ દેશના બીજા ભાગોમાં ને પરદેશમાં વેચવાની જરૂર પડે. ગામડાને વીજળી ને નહેર પણ જોઈએ. કોઈ પણ એક ગામડું પાણીમાંથી વીજળી પેદા કરવાના સંચા ઊભા ન કરી શકે, કે સિંધમાં સક્કર બરાજ છે એના જેવી નહેર ન બાંધી શકે.'

'પણ એ નહેર તો અત્યંત નિરાશાજનક નીવડી છે,' ગાંધીજી બોલી ઊઠ્યા. 'એણે આખા પ્રાન્તને દેવાદાર બનાવ્યો છે.'

મેં કહ્યું: 'મને ખબર છે. પણ એને લીધે ઘણી નવી જમીનમાં ખેડાણ શરૂ થયું છે, ને એ લોકોને માટે વરદાન છે.'

ગાંધીજી માથું હલાવતાં કહે: 'હું સમજું છું કે મારા વિચાર આ જાતના છે તે છતાં આખા દેશને માટે એક મધ્યવર્તી રાજ્યતન્ત્ર સ્થપાશે. પણ પાર્લામેંટના પ્રતિનિધિઓને માટે આખી પ્રજાની મતગણતરીવાળું જે પ્રકારનું લોકશાસન પશ્ચિમમાં છે તેના પર મને વિશ્વાસ નથી.'

હું આ ચર્ચા આગળ લંબાવવા આતુર હતો. મેં કહ્યું: 'હિંદુસ્તાન શું કરે એમ આપ ઇચ્છો ?'

'હિંદુસ્તાનમાં સાત લાખ ગામડાં છે. દરેક ગામડાની વ્યવસ્થા તેના રહીશોની ઇચ્છા અનુસાર ચાલે — એમાં દરેક રહીશને મત આપવાનો અધિકાર હોય. પછી ચાળીસ કરોડ નહીં પણ સાત લાખ મત થયા. મતલબ કે દરેક ગામડાને એક એક મત મળે. ગામડાં પોતાના જિલ્લા માટે વહીવટી તન્ત્ર ચૂંટી કાઢે; અને વહીવટ તન્ત્ર ચલાવનારાઓ પ્રાન્તનું તન્ત્ર ચૂંટી કાઢે. અને એ પ્રાન્તો મળીને એક પ્રમુખને ચૂંટે. તે આખા દેશનો કારોબાર ચલાવનાર મુખ્ય અધિકારી હોય.'

'એ તો સોવિયેટ વ્યવસ્થાને ઘણું મળતું આવે છે,' મેં કહ્યું.

'એની મને ખબર નહોતી,' ગાંધીજીએ કબૂલ કર્યું. 'એ વાતનો મને વાંધો નથી.'

મેં કહ્યું: 'ગાંધીજી, હું આપને મહાસભા વિષે બીજો એક પ્રશ્ન પૂછવા ઇચ્છું છું. મહાસભા એ આપખુદ સંસ્થા છે એવો આરોપ એના પર મુકાયો છે. બે અંગ્રેજ લેખકો—શુસ્ટર અને વિન્ટ—ની લખેલી એક ચોપડી હમણાં નીકળી છે, તેનું નામ છે 'હિંદ અને લોકશાસન' ('ઇન્ડિયા ઍંડ ડેમોક્રસી'). તેમાં એવો આરોપ મૂકેલો છે કે ૧૯૩૯ માં મહાસભાનાં પ્રાન્તિક પ્રધાનમંડળોએ રાજીનામાં આપ્યાં તે પોતાની મરજીથી નહોતાં આપ્યાં, પણ મહાસભાના વિભાગીય સરમુખત્યારોના હુકમથી આપ્યાં હતાં.'

'એ વાહિયાત વસ્તુ છે,' ગાંધીજીએ ભાર દઈને કહ્યું. 'તમે એમ માનો છો કે વિલાયતમાં બધા સવાલોનો નિર્ણય આમની સભામાં થાય છે? કે પક્ષોની ખાનગી મંડળીઓમાં ને લંડનની કલબોમાં નિર્ણયો કરવામાં આવે છે? મહાસભાના અધિકારીઓ મહાસભાના સભ્યોએ ચૂંટેલા હોય છે; અને પ્રધાનો, જેઓ મહાસભાના સભ્ય હોય છે, તેઓ

મહાસભાના સિદ્ધાન્તોનું પાલન કરે છે. બ્રિટનમાં લોકશાસન કેવી રીતે ચાલે છે એ વિષે સર સેમ્યુઅલ હોરે મને થોડીક વાતો કહી છે.'

'એ આપના માનીતા બ્રિટિશ મુત્સદ્દી લાગે છે,' હું બોલી ઊઠ્યો. એથી સાંભળનારાને બહુ હસવું આવ્યું.

ગાંધીજી કહે: 'કંઈ નહીં તો હું એટલું તો હંમેશાં જાણી શકું છું કે એ કેટલા પાણીમાં છે. પાર્લામેંટવાળું લોકશાસન લાંચરુશવત ને દગાફટકાથી હંમેશાં મુક્ત નથી હોતું. તમને તો એની ખબર હોવી જોઈએ, કેમકે તમને ટૅમેની હૉલ અને શિકાગોના મેયરનો કિસ્સો યાદ હશે. હું નથી માનતો કે સ્વતંત્ર હિંદ પોતાનું કામકાજ દુનિયાના બીજા દેશોની ઢબે ચલાવશે. અમારે રાજ્યતંત્રના અમારા પ્રકારોરૂપી ફાળો આપવાનો છે.'

મેં ગાંધીજીને કહ્યું કે 'સુભાષચન્દ્ર બોસ, જે નાસીને ધરી રાજ્યોના પ્રદેશમાં જતા રહ્યા છે, તેમને વિષે મારે થોડીક મીનીટ આપની જોડે વાત કરવી છે.' મેં એમને કહ્યું: 'બોસનું વિમાની અકસ્માતમાં મૃત્યુ નીપજ્યું એવી ખબર આવી — જે પાછળથી ખોટી ઠરી હતી — ત્યારે આપે એમનાં માને ખરેખરાનો તાર કર્યો, એમ મેં સાંભળ્યું ત્યારે મારા દિલને તો ચોટ પહોંચેલી.'

'તમે એમ કહેવા માગો છો,' ગાંધીજીએ પૂછ્યું, 'કે જે ખબર ખોટી ઠરી તેને સાચી માનીને હું વર્ત્યો એટલા માટે તમને આઘાત થયો?'

મેં કહ્યું: 'ના. આઘાત તો એટલા માટે થયો કે જે માણસ ફાસિસ્ટ જર્મનીમાં જતા રહ્યા ને તેની સાથે ભળી ગયા તેમના મરણ માટે આપે ખેદ પ્રદર્શિત કર્યો.'

ગાંધીજી કહે: 'મેં ખેદ પ્રદર્શિત કર્યો કેમકે હું બોસને પ્રથમ પંક્તિના દેશભક્ત માનું છું. સંભવ છે કે તે અવળે રસ્તે ચડેલા હોય. હું માનું છું કે તે અવળે રસ્તે ચડેલા છે. મેં ઘણીવાર બોસનો વિરોધ કર્યો છે.

બેવાર મેં એમને મહાસભાનું પ્રમુખપદ મળતું રોક્યું હતું. છેવટે, મારા વિચાર ઘણીવાર એમના વિચારથી જુદા પડે છે છતાં, તે પ્રમુખ થયા. પણ માનો કે તે હિંદુસ્તાન માટે મદદ માગવા રશિયા કે અમેરિકા ગયા હોત. તો એમનું એ પગલું સારું ગણાત ?'

મેં કહ્યું : 'હા બેશક. તમે કોની પાસે જાઓ છો એથી તો ફરક પડે જ છે.'

ગાંધીજી કહે : 'હિંદુસ્તાનને સ્વતન્ત્ર બનાવવા મારે કોઈની મદદ નથી જોઈતી. હિંદુસ્તાન પોતે પોતાને ઉગારે એમ હું તો ઇચ્છું છું.'

મેં કહ્યું : 'જગતના ઇતિહાસમાં સર્વ કાળે પ્રજાઓ ને વ્યક્તિઓએ પરદેશોને મદદ કરી છે. બ્રિટન પાસેથી સ્વતન્ત્રતા મેળવવામાં અમેરિકાને મદદ કરવા લૅફેટ ફ્રાન્સથી ગયેલો. સ્પેનના પ્રજાતન્ત્રને ઉગારવા હજારો અમેરિકનો ને બીજા પરદેશીઓએ સ્પેનમાં પ્રાણ પાથર્યા.'

ગાંધીજી કહે : 'વ્યક્તિઓ એ કામ કરે એ બરાબર છે. પણ અમેરિકા તો અમને ગુલામ રાખનાર ઇંગ્લંડનું મિત્ર ને સાથી છે. અને લોકશાસનવાળા દેશો ફાસિસ્ટોને હરાવશે પછી તેઓ આજના કરતાં સારી દુનિયા પેદા કરશે એવી મારી ખાતરી હજુ નથી. સંભવ છે તેઓ ખુદ ફાસિસ્ટોના જેવા ઘણે અંશે બની જાય.'

મેં કહ્યું : 'મેં આપને અગાઉ પણ કહ્યું છે કે આ બાબતમાં આપણો મતભેદ કાયમ રહેવાનો. હિંદુઓ સામાજિક પ્રશ્નો તરફ લક્ષ ન આપતાં કેવળ પોતાની સ્વતંત્રતાના પ્રશ્નો પર જ લક્ષ આપે છે, એ મને નિરાશાજનક અને ખામીરૂપ લાગે છે. બોસ જુવાન માણસ છે; નાટકી કામ તરફ એમનું વલણ છે. એ જો જર્મનીમાં ફાસીઝમના મોહમાં સપડાય, ને હિંદ પાછા આવી હિંદને સ્વતન્ત્ર પણ ફાસિસ્ટ બનાવે, તો હું માનું છું કે આપ આજે અંગ્રેજી અમલમાં છો તેના કરતાં તે વેળાએ વધારે દુ:ખી થશો.'

ગાંધીજી કહે : 'અંગ્રેજી અમલમાં ફાસીઝમનાં પ્રબળ તત્ત્વો

મોજૂદ છે. અને હિંદુસ્તાનમાં અમે રોજ એ તત્ત્વો જોઈએ ને અનુભવીએ છીએ. અંગ્રેજો લડાઈમાં જીતવાનો ને દુનિયાને આજના કરતાં સારી બનાવવાનો પોતાનો દાવો સિદ્ધ કરવા માગતા હોય, તો તેમણે હિંદુસ્તાનમાં સત્તા છોડી દઈને આત્મશુદ્ધિ કરવી જોઈએ. તમારા પ્રમુખ,' ગાંધીજી ધીરે અવાજે કહેવા લાગ્યા, 'ચાર સ્વતન્ત્રતાની વાત કરે છે. એમાં સ્વતન્ત્ર થવાની સ્વતન્ત્રતાનો સમાવેશ થાય છે ખરો? જર્મની, ઇટલી ને જપાનમાં લોકશાસન થાય એને માટે અમને લડવાનું કહેવામાં આવે છે. એ લોકશાસન અમારી પોતાની પાસે ન હોય ત્યાં અમે એને માટે લડી શી રીતે શકીએ?'

આટલી વાત થઈ ત્યાં ઇંટરનૅશનલ ન્યૂસ સર્વીસવાળા ચૅપલીન, અને અમેરિકન સાપ્તાહિકો 'ટાઇમ' અને 'લાઇફ'ના ખબરપત્રી બેલડન અગાઉથી વખત નક્કી કરેલો તે પ્રમાણે ગાંધીજીને મળવા આવ્યા. તેમણે ચીનમાં અનેક વરસ ગાળ્યાં હતાં; અને થોડા જ વખત પર જનરલ સ્ટીલવેલની સાથે બ્રહ્મદેશમાંથી ચાલી નીકળ્યા હતા. આજે તેમણે ખમીસ, જાંગિયા ને બૂટ પહેરેલાં હતાં. ગાંધીજી મને કહે: 'તમારે સાંભળવું હોય તો તમે બેસી શકો છો.' પછી પેલાઓ તરફ ફરીને કહે: 'તમે ભોંય પર બેસી શકશો?' એ લોકો બેઠા એટલે કહેવા લાગ્યા: 'એક અમેરિકન તો મને જીવતો ચીરી રહ્યા છે. હવે હું તમારા હાથમાં છું.' એ લોકોની જોડે ગાંધીજીએ અડધો કલાક વાત કરી. પછી હું એમને મારી ઝૂંપડીએ લઈ ગયો, તેમને ઠંડું પાણી પાયું, ને આગ્રહ કરીને તેમને મારી પાણીની ઓરડીમાં નવડાવ્યા.

બપોર પછી મહાદેવ દેસાઇ, જે ગાંધીજીના સૌથી મહત્ત્વના મન્ત્રી દેખાય છે, તે મેં ગઈ કાલે ગાંધીજીના માગવાથી એમને આપેલા સવાલોના ગાંધીજીના જવાબ મને આપી ગયા. જવાબ સફેદ કાગળનાં બે લાંબાં પાનિયાં પર ટાઈપ કરેલા હતા, ને તેના પર ગાંધીજીએ હાથે કરેલા સુધારા હતા.

મારા સવાલ ને ગાંધીજીના જવાબ મળીને જે લેખ હતો તેનું મથાળું હતું 'મહત્ત્વના પ્રશ્નો'. લેખ આ પ્રમાણે હતો:

મારી નવી સૂચનાના ગર્ભમાં શું શું રહેલું છે તેની ચર્ચા એક મિત્ર મારી સાથે કરતા હતા. ચર્ચા સ્વાભાવિકપણે છૂટીછવાઈ ચાલેલી, એટલે મેં એમને કહ્યું: 'તમે તમારા સવાલો લખીને મને આપો. હું હરિજનમાં તેના જવાબ આપીશ.' તેમણે હા પાડી, ને મને સવાલો આપ્યા. એ સવાલ ને મારા જવાબ નીચે પ્રમાણે છે:

૧. સ૦—આપ બ્રિટિશ સરકારને હિંદમાંથી એકદમ ચાલ્યા જવાનું કહો છો. તે પછી હિંદીઓ રાષ્ટ્રીય સરકારની રચના કરશે ? ને એવી હિંદી સરકારમાં કયા કયા સમૂહો કે પક્ષો ભાગ લેશે ?

જ૦—મારી સૂચના એકપક્ષી છે; એટલે કે, હિંદીઓ શું કરશે કે નહીં કરે એનો બિલકુલ વિચાર કર્યા વિના, બ્રિટિશ સરકાર મારી સૂચનાનો અમલ કરે એમ મેં ઇચ્છ્યું છે. એ સરકાર ચાલી જાય પછી થોડોક વખત કદાચ અંધાધૂંધી થાય, એમ પણ મેં કલ્પી લીધું છે. પણ એ ચાલ્યા જવાની ક્રિયા જો વ્યવસ્થિત રીતે થાય, તો સંભવ છે કે તેના ગયા પછી અત્યારના નેતાઓ પોતામાંથી જ કામચલાઉ સરકારની રચના કરશે. પણ બીજી પણ વસ્તુ કદાચ બને. જેમને રાષ્ટ્રનો વિચાર નથી પણ માત્ર પોતાનો જ વિચાર છે તેઓ સત્તા ઝડપી લેવાનો પ્રયત્ન કરે, અને તોફાની દળોને ભેગાં કરી તેમની મદદથી ગમે ત્યાં ને ગમે તે રીતે અંકુશ મેળવવાનો પ્રયત્ન કરે. હું તો આશા રાખું છું કે બ્રિટિશ સત્તા સંપૂર્ણપણે, કાયમને માટે, ને પ્રામાણિકપણે ચાલી જાય, તો ડાહ્યા નેતાઓ પોતાની જવાબદારી સમજશે, ક્ષણભર આપસના તંટા ભૂલી જશે, અને બ્રિટિશ સત્તાએ પાછળ મૂકેલી સામગ્રીમાંથી કામચલાઉ સરકાર ઊભી કરશે. સરકારના મન્ત્રીમંડળમાં અમુક પક્ષો કે માણસોને દાખલ કરવા યા ન કરવા એનો નિશ્ચય કરનાર કોઈ સત્તા નહીં હોય, એટલે એકલા સંયમથી જ કામ ચલાવવાનું રહેશે. એમ

બનશે તો ઘણું કરીને રાષ્ટ્રીય મહાસભા, લીગ, અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓને કામ ચલાવવા દેવામાં આવશે; અને તેઓ કામચલાઉ રાષ્ટ્રીય સરકારની રચનાને વિષે કંઈક કાચાપાકા સમાધાન પર આવશે. આ બધું મારું અનુમાન છે; એથી વધારે કંઈ જ નથી. બીજું હોઈ પણ ન શકે.

૨. સ૦—એ હિંદી રાષ્ટ્રીય સરકાર સંયુક્ત રાષ્ટ્રોને જપાન અને બીજાં ધરી રાજ્યો સામેની લડાઈમાં લશ્કર, સરંજામ વગેરે રાખવાના મથક તરીકે હિંદની ભૂમિનો ઉપયોગ કરવા દેશે?

જ૦—માનો કે રાષ્ટ્રીય સરકાર સ્થપાઈ, ને તે મારી ધારણા મુજબની નીવડી; તો તેનું પહેલું કામ એ હશે કે હુમલાખોર રાજ્યોની સામે રક્ષણનાં પગલાં માટે સંયુક્ત રાષ્ટ્રો સાથે કરાર કરવા; કેમકે હિંદુસ્તાન કોઈ પણ ફાસિસ્ટ રાજ્યની સાથે કશો સંબન્ધ ન રાખે એ વાત બંને પક્ષને સંમત છે, ને સંયુક્ત રાષ્ટ્રોને મદદ કરવાની હિંદુસ્તાનની નૈતિક ફરજ છે.

૩. સ૦—ફાસિસ્ટ હુમલાખોરો સામેની ચાલુ લડાઈ દરમ્યાન સંયુક્ત પ્રજાઓને બીજી શી મદદ આપવાને આ હિંદી રાષ્ટ્રીય સરકાર તૈયાર થશે?

જ૦—આ કલ્પિત રાષ્ટ્રીય સરકારને દોરવામાં મારો કંઈ પણ હાથ હશે, તો અમુક નિશ્ચિત શરતોએ હિંદની ભૂમિ પર સંયુક્ત રાષ્ટ્રોને સાંખી લેવા ઉપરાંત બીજી કશી મદદ નહીં અપાય. બેશક કોઈ હિંદી રંગરૂટ બનીને અથવા/અને પૈસા આપીને મદદ કરે તેની સામે કશો પ્રતિબન્ધ નહીં મૂકવામાં આવે. એટલું સમજી લેવું જોઈએ કે બ્રિટિશ સત્તા ખસી જાય તેની સાથે જ હિંદી લશ્કરને વિખેરી નાખવામાં આવ્યું હશે. વળી, એ રાષ્ટ્રીય સરકારની સમિતિઓમાં મારો કંઈ અવાજ પહોંચતો હશે તો, એ સરકારની સર્વ સત્તા, પ્રતિષ્ઠા ને સાધનસામગ્રીનો ઉપયોગ વિશ્વશાન્તિ સ્થાપવા માટે થશે. પણ બેશક રાષ્ટ્રીય સરકારની

સ્થાપના પછી સંભવ છે કે મારો અવાજ અરણ્યરુદન સમાન નીવડે, અને રાષ્ટ્રીય હિંદ યુદ્ધઘેલું બની જાય.

૪. સ૦—હિંદ અને મિત્રરાજ્યો વચ્ચેના આ સહકારને મિત્રતાની સન્ધિ અથવા પરસ્પર સહાયતાના કરાર દ્વારા પાકું રૂપ આપી શકાય અથવા અપાવું જોઈએ, એમ આપ માનો છો?

જ૦—હું માનું છું આ સવાલ પૂછવાનો વખત જ હજુ નથી આવ્યો. વળી એ સંબન્ધ નભાવવાને સન્ધિ થાય કે કરાર થાય એથી કંઈ ઝાઝો ફરક નથી પડવાનો. હું તો એમાં કંઈ ભેદ પણ નથી જોતો.

હવે મારું જે વલણ છે તે ટૂંકામાં કહી જાઉં. મારે માટે એક વસ્તુ — ને માત્ર એક જ વસ્તુ — સંગીન ને ચોક્કસ છે. જો મિત્ર-રાજ્યો ખાતરીપૂર્વક વિજય મેળવવા માગતાં હોય, તો એક મહાન રાષ્ટ્રની — એ 'રાષ્ટ્રો' પણ નથી ને 'પ્રજાઓ' પણ નથી — આ અસ્વાભાવિક તાબેદારીનો અન્ત આવવો જ જોઈએ. આજે એમને નૈતિક પાયો જ નથી. ફાસિસ્ટ અથવા નાઝી રાજ્યો અને મિત્રરાજ્યો વચ્ચે હું કશો ભેદ જોતો નથી. બધા શોષક છે; બધા પોતાની મુરાદ બર લાવવાને જરૂર પડે એટલે અંશે નિર્દયતાનો આશ્રય લે છે. અમેરિકા અને બ્રિટન ઘણાં મહાન રાષ્ટ્રો છે; પણ આફ્રિકામાં તેમજ એશિયામાં વસતી મૂક માનવજાતિની અદાલત આગળ એ મહત્તા વિસાત વિનાની ગણાશે. ઇંગ્લંડ અને અમેરિકાની પાસે — ને કેવળ તેમની પાસે જ — આ અન્યાયનું નિવારણ કરવાની શક્તિ છે. તેઓ આ પાપ-માંથી હાથ ધોઈ ન કાઢે તો તેમને માનવી સ્વતન્ત્રતાની ને બીજી બધી વાતો કરવાનો કશો હક નથી. એ પ્રક્ષાલન તેમના વિજયની પાકામાં પાકી ખાતરીરૂપ થઈ પડશે, કેમકે તેમના પ્રત્યે કરોડો મૂગા એશિયાવાસીઓ ને આફ્રિકનોનો સદ્ભાવ હશે. ત્યારે જ તેઓ નવી વિશ્વવ્યવસ્થાને માટે લડે છે એમ કહી શકાશે, ત્યાં સુધી નહીં. આ ખરી પાકી વસ્તુ છે. બાકીનું બધું તો મારી કલ્પના છે. મારી સાફ

દાનતનો પુરાવો આપવા સારુ, ને કંઈ નહીં તો મારી સૂચનાનો હું શો અર્થ કરું છું તે મૂર્ત રૂપમાં સમજાવવાને ખાતર, મેં એટલો કલ્પના-વિહાર કરવાની છૂટ લીધી છે.

(આ પ્રશ્નોત્તરી 'હરિજન'ના ૧૪મી જૂન ૧૯૪૨ના અંકમાં પ્રસિદ્ધ થઈ હતી.)

આજે બપોરે જમતી વેળાએ ગાંધીજીએ મને પૂછ્યું: 'તમે અપટન સિંકલેરને ઓળખો છો?' સિંકલેર શું કરે છે એ જાણવાની તેમની ઇચ્છા હતી. તેમણે કહ્યું: 'સિંકલેરની લખેલી સારી સારી ચોપડીઓ અવારનવાર મારી પાસે આવે છે, પણ મને વાંચવાને વખત જ ક્યાં મળે છે તે? અમે એકબીજા સાથે પત્રવહેવાર કર્યો છે. મને લાગે છે અમેરિકાના સામાજિક વિચાર પર સિંકલેરની સારી અસર પડતી હોવી જોઇએ.'

ગાંધીજી મને ખાતો જોઈ રહ્યા. પછી કહે: 'તમે હજુ મારાં શાક લેવાની ના પાડો છો?'

મેં કહ્યું: 'હું મનુષ્ય તરીકે, નેતા તરીકે, ને મુત્સદ્દી તરીકે આપની આગળ નમતું આપું છું, પણ પાકશાસ્ત્રી તરીકે નહીં.' શાક અને ભાજીનું આ લોંદા જેવું મિશ્રણ હું સેવાગ્રામમાં જમ્યો તે બધી વાર પીરસવામાં આવ્યું હતું, એટલે મને તે અભખે પડી ગયું હતું.

ગાંધીજીએ મારા બે દીકરા વિષે મને પૂછ્યું. તે પરથી મેં અટકળ કરી કે તેમણે મારી ચોપડી 'મેન ઍન્ડ પૉલીટિક્સ' (મનુષ્યો ને રાજકારણ) પર નજર નાખી હોવી જોઈએ. એટલામાં કેટલીક બિલાડીઓ આવી, ને જે ટેબલ પર રસોઈનાં મોટાં તપેલાં, કથરોટો વગેરે હતું તેની નીચે રમવા લાગી. મેં ગાંધીજીને કહ્યું: '૧૯૩૮માં હું મિ. લૉઇડ જ્યૉર્જને મળવા ચર્ટ ગયો હતો. તે વખતે તેમણે મને આપને વિષે વાત કરેલી.'

'એમ કે?' ગાંધીજીએ ઉત્કંઠાથી પૂછ્યું. 'શું કહેતા હતા?'

'એમણે કહ્યું કે આપ જ્યારે ચર્ટ ગયેલા ત્યારે આપ એક કોચ પર બેઠેલા. ને આપ બેઠા ત્યારે એક કાળી બિલાડી, જેને એમણે પહેલાં કદી જોઈ નહોતી, તે બારીમાંથી આવી ને આપના ખોળામાં બેઠી.'

ગાંધીજી કહે: 'ખરી વાત છે.'

'ને લૉઇડ જ્યૉર્જે કહ્યું કે આપ ગયા ત્યારે એ બિલાડી અલોપ થઈ ગઈ ને ફરી પાછી આવી નહીં.'

ગાંધીજી કહે: "ઓહો! એ હું જાણતો નહોતો.'

'ને ત્રણ વરસ પછી જ્યારે કુમારી સ્લેડ (મીરાંબહેન) ચર્ટમાં મિ. લૉઇડ જ્યૉર્જને મળવા ગયાં ત્યારે એ જ બિલાડી પાછી આવી.'

'એ પણ હું જાણતો નહોતો,' ગાંધીજીએ કહ્યું. તેમણે લૉઇડ જ્યૉર્જને વિષે ઊંચો અભિપ્રાય દર્શાવ્યો. મેં એમને કહ્યું કે 'લૉઇડ જ્યૉર્જે મને સિગાર કે સિગરેટ આપવા માંડી, પણ મેં તેની ના પાડી કેમકે હું બીડી પીતો નથી. એમણે મને દારૂ આપવા માંડ્યો તે મેં લીધો નહીં કેમકે હું દારૂ પીતો નથી. એટલે લૉઇડ જ્યૉર્જ કહે: "તમને કંઈ જ વ્યસન નથી?" મેં કહ્યું: "દેખાય એવાં તો કંઈ નથી." એટલે ઉત્સાહમાં આવીને કહે: "મને તો દેખાય એવાં ને ન દેખાય એવાં, બધાં જ વ્યસન છે; ને તેથી જ પંચોતેર વરસે મારી તબિયત આટલી સારી છે."'

ગાંધીજી સારી પેઠે હસ્યા. પછી મેં કહ્યું: 'હું લૉઇડ જ્યૉર્જની સાથે જમ્યો તે પછી અમે એક ચાલીમાં થઈને દીવાનખાનામાં ગયા. ચાલીમાં જનરલ હેગની મોટી છબિ હતી. હેગ પહેલા વિશ્વયુદ્ધમાં ફ્રાન્સમાં બ્રિટિશ સેનાધિપતિ હતા. લૉઇડ જ્યૉર્જ હેગના બૂટ તરફ આંગળી કરીને કહે: "હેગમાં ઝળકાટ હતો — અહીં નીચે, આ જગાએ."'

ગાંધીજી ફરી હસ્યા. તેમણે પૂછ્યું: 'લૉઇડ જ્યૉર્જ ચર્ચીલને વિષે શું ધારે છે?'

મેં કહ્યું: '૧૯૪૧'ના ઉનાળામાં હું લૉઇડ જ્યૉર્જને ફરી મળ્યો ત્યારે મેં તેમને એ સવાલ પૂછેલો. મેં પૂછ્યું કે "ચર્ચીલમાં સાહસવૃત્તિ કેમ નથી? સાહસ ખેડવાની હિંમત કેમ નથી?" લૉઇડ જ્યૉર્જે એક જ શબ્દમાં જવાબ આપ્યો: "ગૅલીપોલી". * લૉઇડ જ્યૉર્જનો ખુલાસો એ હતો કે એ જબરદસ્ત દુઃસાહસને લીધે ચર્ચીલનો સાહસ કરવાનો રસ મારો ગયો.'

ગાંધીજી કહે: 'લૉઇડ જ્યૉર્જ ને હું છેક સાંજે મોડા મળેલા કેમકે એ જ વખત અમને અનુકૂળ હતો. રાતે એક વાગે અમે વાત કરી રહ્યા તે પછી લૉઇડ જ્યૉર્જે તેમના ઘરનાં નોકરચાકર તમામને મને મળવા સારુ બોલાવ્યાં, એની મારા મન પર બહુ જ ઊંડી છાપ પડી હતી.'

ગઈ કાલનું છાપું વાંચીને હું આઠ વાગે સૂઈ ગયો. અહીં કોઇને છાપાં વાંચવાનો ઝાઝો રસ નથી, ને સેવાગ્રામમાં રેડિયો પણ નથી. નેહરૂ જેવા કોઈક અપવાદો બાદ કરતાં હિંદીઓ પોતાના દેશની જ ખબરો વાંચે છે ને તેમાં જ રસ લે છે. લડાઈ અને બહારની દુનિયા ઘણી જ દૂર છે. આ બ્રિટિશ અમલે કરેલી અસેવાઓમાંની એક છે; હિંદીઓ પહેલાં ઇંગ્લંડને જુએ છે, અને એ ચિત્ર તેમને લડાઈની ને દુનિયાની ઝાંખી કરવા દેતું નથી. હું ખૂબ ઊંઘ્યો. રાત લગભગ શીતળ ને બહુ તાજગી આપનારી હતી. આકાશમાં અર્ધચંદ્ર ને અત્યંત તેજસ્વી આકાશગંગા હતાં.

---

* ગયા મહાયુદ્ધના આરંભનાં વરસોમાં ચર્ચીલ બ્રિટનના નૌકાખાતાના પ્રધાન હતા. ગૅલીપોલીમાં બ્રિટિશ સૈન્યને નિષ્ફળતા મળેલી તેને માટે લોકમતે એમને જવાબદાર ગણ્યા. એથી એમના કામની મોટી તપાસ યુદ્ધ દરમ્યાન જ ચાલેલી, ને એમને પ્રધાનપદ છોડવું પડેલું. પાછળથી લૉઇડ જ્યૉર્જ વડા પ્રધાન થયા ત્યારે તેમણે ચર્ચીલને પાછા પ્રધાનમંડળમાં લીધેલા. —અનુવાદક

જૂન ૭, ૧૯૪૨

મહાત્માજીના ભત્રીજાના દીકરા કનુ ગાંધીએ કાલે લીધેલા ફોટો ઊઘડ્યા નહીં, કેમકે ફિલમો બહુ જૂની હતી. એટલે આજે સવારે પણ મેં વહેલી હજામત કરી લીધી, ને હું ચાલતો ગાંધીજીને ત્યાં ગયો. આજે પણ તેઓ કાચના ઊંડા જામમાંથી ચમચા વડે કેરીનો રસ ખાતા હતા, ને તેમનાં પત્ની પંખો નાખતાં હતાં. તેમણે મને પૂછ્યું: 'કેમ, ઊંઘ કેવી આવી?' મેં કહ્યું: 'મને તો બહુ સારી આવી. આપને કેવી આવી?' તો કહે: 'હું સામાન્ય રીતે સાડાનવથી સાડાચાર સુધી ઊંઘું છું.'

'બિલકુલ વિક્ષેપ વિના?' મેં પૂછ્યું.

ગાંધીજી કહે: 'ના. બેત્રણવાર સહેજ વિક્ષેપ પડે છે. પણ ફરી ઊંઘ આવી જતાં વાર નથી લાગતી. વળી રોજ બપોરે હું અડધો કલાક સૂઈ લઉં છું.' મેં કહ્યું: 'ચર્ચીલ પણ એમ જ કરે છે.' ગાંધીજી કહે: 'મેં સાંભળ્યું છે કે યુરોપમાં એ રિવાજ વધતો જાય છે. ખાસ કરીને ઘડપણમાં એ બહુ અગત્યનું છે.' મેં કહ્યું: 'કહેવાય છે કે રૂઝવેલ્ટ પથારીમાં પડે છે તે ક્ષણે જ એમને ઊંઘ આવી જાય છે.' ગાંધીજીએ રૂઝવેલ્ટની તબિયત વિષે પૂછ્યું, ને પછી મારી પાસે મિસિસ રૂઝવેલ્ટનું વર્ણન માગ્યું. 'અમેરિકાના રાજ્યપ્રકરણ પર એમની અસર પડે છે, એમ કે?' તેમણે પૂછ્યું. રૂઝવેલ્ટની નવરચનાની યોજના અનુસાર સામાજિક કાયદામાં, મજૂરોના સંગઠનમાં, ને સામાજિક વિચારણામાં જે પ્રગતિ થઈ છે તે સમજાવવાનો મેં પ્રયત્ન કર્યો. મેં ભારપૂર્વક એ હકીકત પણ જણાવી કે અમેરિકન સરકાર પરદેશી સરકારોને નાણાં આપે છે, તેમજ સ્વદેશના યુદ્ધને લગતા ઉદ્યોગોને પણ નાણાં પૂરાં પાડે છે. મેં એમ પણ કહ્યું કે પહેલા વિશ્વયુદ્ધમાં તો પરદેશી સરકારો અને અમેરિકન ઉદ્યોગોને પ્રજાના માણસો જ નાણાં પૂરાં પાડતા.

'હબસીઓનું શું?' ગાંધીજીએ પૂછ્યું.

ઉત્તર તેમજ દક્ષિણનાં સંસ્થાનોમાં હબસીઓની જે સ્થિતિ છે તેને વિષે મેં વાત કરી. મેં કહ્યું: 'બેશક હબસીઓ પ્રત્યે જે વર્તન થાય છે તેનો હું બચાવ કરવા માગતો નથી; પણ મને લાગે છે કે હિંદમાંની અસ્પૃશ્યતાના જેટલી ક્રૂરતા એ વર્તનમાં નથી.'

ગાંધીજી કહે: 'તમે જાણો છો કે હું અસ્પૃશ્યતા સામે ઘણાં વરસથી લડતો આવ્યો છું. અહીં આશ્રમમાં અમારી જોડે ઘણા હરિજનો છે. આશ્રમનું ઘણુંખરું કામ હરિજનોને હાથે થાય છે. સેવાગ્રામ આવનાર કોઈ પણ હિંદુએ હરિજનનું પીરસેલું ખાવું પડે છે ને તેમની નજીક રહેવું પડે છે.'

મેં પૂછ્યું: 'હરિજનો સામેનો ભેદભાવ કંઈ ઓછો થયો છે ખરો?' ગાંધીજી કહે: 'હા, જરૂર. પણ હજુ જે છે તે બહુ ખરાબ છે.'

ખુરશેદબહેન આવીને હિંદુસ્તાનીમાં કંઈક બોલ્યાં, તેને લીધે ગાંધીજીને હસવું આવ્યું. મેં પૂછ્યું: 'શું છે તે?' ખુરશેદબહેન કહે: 'મેં બાપુને કહ્યું કે પગે લાગું છું, બાપુ!' મેં કહ્યું: 'એ તો વિયેનાના જેવું થયું. ત્યાં લોકો કહે છે હું તમારા હાથને ચૂમી ભરું છું, પણ ભરતા નથી.' ગાંધીજી હસ્યા. તેઓ ઊઠ્યા એટલે બે નાના છોકરા આવી ચડ્યા, ને ચાલાકીથી એવી રીતે ગોઠવાઈ ગયા કે ગાંધીજી ચાલતી વખતે તેમને ખભે હાથ મૂકે. આ માનને માટે હંમેશાં હરીફાઈ ચાલે છે. એક દિવસ સાંજે અમે ફરીને પાછા આવતા હતા ત્યાં ગામડામાંથી એક છોકરી આવીને અમારા મંડળમાં ભળી, ને ચતુરાઈથી એવી રીતે ગાંધીજીની બાજુમાં ભરાઈ ગઈ કે જે છોકરીને ખભે ગાંધીજીના હાથ હતા તેને ખસીને જગા કરી આપવી પડી.*

---

* આવી રીતે જેમને ખભે ગાંધીજી ફરવા જતાં હાથ મૂકે છે તે છોકરા છોકરીઓને તેઓ 'લાકડી' કહે છે. —અનુવાદક

અમે ફરવા નીકળ્યા કે તરત મેં પાછો અસ્પૃશ્યતાનો વિષય ઉપાડ્યો. મેં કહ્યું: 'ઘણા વિચારવંત અને બીજી રીતે પ્રગતિશીલ એવા લોકોએ, દાખલા તરીકે વરદાચારીઆરે [હિંદની ફેડરલ અદાલતના ન્યાયાધીશ, જેઓ બ્રાહ્મણ છે], મારી સાથેની વાતચીતમાં અસ્પૃશ્યતાનો બચાવ કરવાનો પ્રયત્ન કર્યો છે. હિંદુ ધર્મમાં પુનર્જન્મની જે કલ્પના છે તેમાંથી અસ્પૃશ્યતા ઉત્પન્ન થઈ લાગે છે. આપ પુનર્જન્મને માનો છો?' મેં પૂછ્યું.

'બેશક,' ગાંધીજીએ તરત જ જવાબ દીધો. 'માણસનું ઘર પડી જાય ત્યારે તે નવું બાંધે છે. તેનું શરીર છૂટી જાય ત્યારે તેનો આત્મા નવું શરીર ધારણ કરે છે. વળી, શરીરને જ્યારે જમીનમાં દાટી દેવામાં આવે ત્યારે આત્મા ક્યાંક અદ્ધર લટકતો રહે છે ને કયામતના દિવસની રાહ જુએ છે, ને એ દિવસે તેને ઈશ્વરની અદાલત આગળ રજૂ થઈને પોતાનાં પાપકર્મનો જવાબ આપવો પડે છે, એ મત પણ હું સ્વીકારતો નથી. ના, આત્મા તો તરત નવું રહેઠાણ શોધી લે છે.'

મેં કહ્યું: 'અમરપદની પ્રાપ્તિ માટેના મનુષ્યના સનાતન પુરુષાર્થનું આ એક બીજું રૂપ હોય એમ સ્પષ્ટ દેખાય છે. નિર્બળ માનવીના મનમાં મરણનો જે ભય હોય છે તેમાંથી એની ઉત્પત્તિ થતી નથી? ટૉલસ્ટૉય મોટી ઉંમર સુધી ધર્મશૂન્ય હતા; મોટા થયા એટલે એમને આગામી મૃત્યુનો ડર લાગવા માંડ્યો.'

'મારા મનમાં મરણનો જરા પણ ભય નથી,' ગાંધીજીએ ભાર દઈને કહ્યું. 'મને મૃત્યુનો વિચાર કરતાં નિરાંત અને સન્તોષ ઊપજે છે. પણ મૃત્યુ એ અન્ત છે, ને એની પાર કશું છે જ નહીં, એવો વિચાર હું સેવી શકતો નથી. મારી પાસે સાબિતી કશી નથી. કેટલાક લોકોએ એમ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે મરેલા માણસનો આત્મા નવું રહેઠાણ શોધી લે છે. એ વસ્તુ પુરવાર થઈ શકે એવું હું માનતો નથી. છતાં હું તે ખરી માનું છું.'

આ એમનો રોકડો જવાબ હતો. હું જાણતો હતો કે આ દલીલનો વિષય નથી, છતાં મને મારો વિચાર ફરી કહી સંભળાવવાનું મન થઈ આવ્યું. એટલે મેં કહ્યું: ‘ હું માનું છું આપણે બધા અમરપદ મેળવવા માગીએ છીએ. માત્ર કેટલાક માને છે કે તેઓ તેમનાં બાળકોરૂપે કે તેમણે કરેલાં કાર્યોરૂપે જીવે છે; ને કેટલાક માને છે કે તેઓ જાનવરની કે બીજી કોઈ યોનિમાં જન્મ ધારણ કરીને જીવે છે. કેટલાક માણસો લાંબું જીવે છે કેમકે તેમનાં કાર્યો લાંબું જીવે છે. પણ હું માનું છું કે માણસને પોતાનાં કાર્યો વાટે મળતા દીર્ઘ આયુષ્યથી સ્વતન્ત્ર એવી અમરપદની ઝંખના હોય, તો તે ખરું જોતાં મરણભય છે ને એક ભ્રમણામાંથી સુખ મેળવવાનો પ્રયત્ન છે.’ હું બોલી રહ્યો એટલે ગાંધી-જીએ પોતાનો મત ઘણી ધગશથી ને સુન્દર પ્રવાહી અંગ્રેજીમાં ફરી કહી સંભળાવ્યો. તેઓ બ્રિટિશ યુનિવર્સિટીઓમાં થાય છે એવા ઉચ્ચારથી શબ્દોની સમૃદ્ધિવાળું ને છટાદાર અંગ્રેજી બોલે છે.

મેં કહ્યું: ‘ વિદ્યાર્થીઓએ મને કહ્યું છે કે હિંદુસ્તાનમાં નવી પેઢીનાં મનમાં હરિજન અને હરિજનેતર, અથવા હિંદુ અને મુસલમાન વચ્ચેના ભેદભાવ ઓછા થયેલા છે, અને એ લોકોને ધર્મ (રિલિજિયન) ની વાતમાં ઝાઝો રસ નથી.’

ગાંધીજી કહે: ‘ એમાંની પહેલી વાત સાચી છે. પણ હિંદુ ધર્મ એ અંગ્રેજીમાં જેને રિલિજિયન કહે છે તે નથી. વિદ્યાર્થીઓ ધર્મની ક્રિયાઓ કરતા નથી. પણ હિંદુ ધર્મનો અર્થ તો જીવન છે. એ એક જીવનમાર્ગ છે. ધર્મના ક્રિયાકાંડ કરનારા કેટલાક લોકો કરતાં એ ન કરનારા ઘણા લોકો એ જીવનમાર્ગની વધારે સમીપ હોય છે.’ વળી કહે: ‘ અસ્પૃશ્યતાથી મને ઊંડું દર્દ થાય છે, ને મને આશા છે કે હિંદની આઝાદી અસ્પૃશ્યતાના સવાલનો ઉકેલ નજીક લાવશે.’ આમાંથી તેઓ પાછા પોતાના પ્રિય વિષય પર આવ્યા, ને કહેવા લાગ્યા: ‘ આ

પડકાર જ છે. અંગ્રેજોને જવા માટે મેં પડકાર આપેલો છે. તેઓ જો જશે તો શુદ્ધ થશે, ને નવી દુનિયા રચવાના કામ માટે વધારે સુસજ્જ બનશે. નહીં તો તેમની બધી મોટી મોટી વાતો એ દંભ ઢાંકવાનો પડદો જ ગણાશે.' આટલી વારમાં અમે ગાંધીજીની કુટીરે આવી પહોંચ્યા હતા, ને મેં એમની રજા લીધી.

નરેન્દ્રદેવ ગાંધીજીના ઓરડાની જોડાજોડ એક નાની ઓરડીમાં રહે છે. તેઓ અને આર્યનાયકમ ફરી પાછા આજે સવારે મારી પાસે આવ્યા, ને અમારી વચ્ચે ફાસીઝમ અને ઈંપીરિયાલીઝમ (સામ્રાજ્યવાદ) વિષે લાંબી ને ગરમાગરમ ચર્ચા થઈ. તેમણે કહ્યું: 'હિંદુસ્તાનમાં અમને બ્રિટિશ ફાસીઝમનો તો રોજ ભેટો થાય છે, પણ જર્મન ફાસીઝમનો અમને અનુભવ નથી ને એને વિષે અમે ઝાઝું જાણતા નથી. હા, નાઝીઓ કેવા ભયાનક હોય છે એ બુદ્ધિશાળી લોકો જાણે છે, પણ સામાન્ય લોકોને એ વિષે કશી ખબર નથી.' 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને 'રીપલ્સ' એ મનવારો ડૂબી ગઈ તેની એ લોકોનાં મન પર ભારેમાં ભારે છાપ પડી હતી; કેમકે બ્રિટિશ નૌકાદળ એ તો હિંદમાંના બ્રિટિશ અમલ પાછળની ખરી શક્તિ છે. પૂર્વ એશિયામાં બ્રિટનને મળેલા લશ્કરી પરાજયોની લોકો પર બહુ ઊંડી છાપ પડેલી. આર્ય-નાયકમ કહે: 'જપાનના મરણિયા વિમાનીઓ તેમનાં વિમાનો લઈને સીધા બ્રિટિશ મનવારો પર ત્રાટક્યા, પણ અંગ્રેજોથી એવાં કામ થઈ શકતાં નથી.' મેં કહ્યું: 'અંગ્રેજોની પાસે પણ મરણિયા વિમાની છે.' તો કહે: 'મેં એમને વિષે કદી સાંભળ્યું નથી.' થોડા જ વખત પર 'નાઈસેનો' ને 'શાર્નહૉર્સ્ટ' નામની બે જર્મન મનવારો ઇંગ્લીશ ચૅનલમાં થઈને હિંમતભેર પસાર થઈ ગઈ હતી, તેના પર હુમલો કરનાર અંગ્રેજ વિમાનીઓની મેં વાત કરી. મેં કહ્યું: 'આ વિમાનીઓએ મોતના મોઢામાં હોમાવા જતાં જપાનીઓના કરતાં જરાયે વધારે આનાકાની કરી નહોતી. જગતનાં સર્વ સૈન્યોમાં વીર યોદ્ધાઓ

પડેલા છે; અને લોકશાસનવાળાં રાજ્યોના જુવાન સૈનિકો પાણી વિનાના છે એવું ચિહ્ન જરાયે દેખાતું નથી.'

અમારી વાતચીતનો ઉપસંહાર કરતાં મેં કહ્યું કે 'હિંદી ફાસિસ્ટ–વિરોધીઓને બે મોરચા પર લડવાનું છે — ધરી રાજ્યો સામે, ને બ્રિટિશ સામ્રાજ્યવાદ સામે.' પણ આ મિત્રોએ કહ્યું: 'અમે એક મોરચા પર જ લડી નથી શકતા, તો બેની તો વાત જ શી?' નરેન્દ્રદેવ કહે: 'અમારી પાસે હથિયાર નથી, એટલે અમે જપાન સામેના મોરચા પર લડી શકીએ એમ નથી. અંગ્રેજો જાણીબૂજીને અમને નિઃશસ્ત્ર રાખે છે. વળી જે અંગ્રેજો અમને દબાયેલા રાખે છે, અમને શસ્ત્ર આપતા નથી, ને અમને સ્વતન્ત્ર બનાવવાની ના પાડે છે તેમના પક્ષમાં રહીને લડવું અમારે માટે મુશ્કેલ છે.'

ડૉ. દાસની ભત્રીજીનો એક છ વરસનો ચબરાક છોકરો છે, તે અતિથિગૃહની પાસે રમે છે. તે અંગ્રેજીના થોડાક શબ્દો બોલે છે. મેં પૂછ્યું: 'તારા ભાઈબંધો સાથે તું કઈ ભાષામાં બોલે છે?' તો કહે: 'બંગાળીમાં.' એ હિંદી ને ગુજરાતી પણ બોલી શકે છે. આશ્રમનાં ઘણાંખરાં નાનાં બાળકો બેત્રણ ભાષા બોલે છે.

નરેન્દ્રદેવ અને આર્યનાયકમના ગયા પછી થોડી વારે રાજા મને મળવા આવ્યા. રાજા હિંદુ છે, ને ફ્રેન્ચ સ્ત્રીને પરણેલા છે. તે ફ્રાન્સમાં ઘણાં વરસ રહ્યા છે, ને અંગ્રેજી કરતાં પણ ફ્રેન્ચ ભાષા વધારે સારી બોલે છે. હૉલીવૂડના કોઈ નટના જેવો એમનો સુન્દર ચહેરો છે, લાંબા થોભિયા છે, ને લાલચોળ ડોળાવાળી કાળીભમર આંખો પર મોટાં, ગોળાકાર ભવાં છે. ફ્રાન્સ કેવું સડી ગયેલું હતું તેની વાત તેમણે કરી. તે પોતાના હૃદયમાં પ્રાણનું નવસિંચન કરવા આ આશ્રમમાં થોડાક મહિના રહેવા આવ્યા છે. મુસલમાનોમાં ઊછર્યા છે, ને એક મુસલમાન મદ્રસામાં ભણેલા. તેમણે કહ્યું: 'હિંદુઓના કરતાં મુસલમાનો વધારે વીર્યવાન,

વધારે પ્રાણવાન ને વધારે ક્રાન્તિવાદી છે. હિંદના કોમ્યુનિસ્ટ પક્ષમાં અડધા મુસલમાન છે. હિંદના સારામાં સારા કવિઓ મુસલમાન છે. હિંદુઓ નરમ ઘેંસ જેવા છે, ને તેમનામાં કલ્પનાશક્તિ ઓછી છે.' મેં પૂછ્યું: 'હિંદુ અને મુસલમાનમાં લોહીના ભેદ તો છે નહીં, પછી તેમના અંગત સ્વભાવમાં આવો ફરક કેમ હોઈ શકે? એનું કારણ ખોરાક છે?' રાજાએ કહ્યું: 'એનું કારણ જીવન પ્રત્યે જોવાની દૃષ્ટિનો ભેદ છે. મુસલમાનોમાં જીવનનો ખરેખરો ઉલ્લાસ છે. ખોરાક એ કારણ નથી. ઉત્તર ભારતમાં ઘણા હિંદુ માંસ ખાય છે. મુસલમાનો ડુક્કરનું માંસ ખાતા નથી પણ ગોમાંસ ખાય છે. હિંદુઓ ચિન્તનશીલ છે, તેમની સ્મરણશક્તિ સારી છે, તેમનામાં વેપારની આવડત સારી છે. પણ તમારે મોજ કરવી હોય, સારું ખાવું હોય, નાચવું હોય ને તરવું હોય, તો કોઈ મુસલમાનને શોધી કાઢજો.'

બપોરે જમતી વખતે ગાંધીજી બહુ રમૂજ કરવાની વૃત્તિમાં હતા. તેઓ ભોજનાલયમાં આવ્યા; ને બે ને ત્રણ વરસના બે છોકરા પીરસાવાની રાહ જોતા ધીરજથી બેઠા હતા તેમની તરફ જોઈને આંખો મચકારવા લાગ્યા. બેસતા પહેલાં ગાંધીજીએ જે જે માણસ મળ્યું તેની સાથે કંઈક કંઈક ટોળ કરી, ને તેને મોટેથી કે ધીરેથી હસાવ્યું. જમવાનું શરૂ થયા પછી ગાંધીજીએ મને પૂછ્યું: 'તમે મીશીગન સંસ્થાનમાં આવેલા બેટલ ક્રીકવાળા ડૉ. કેલોગને ઓળખો છો?' ડૉ. કેલોગની સાથે આહારના પ્રશ્નોને અંગે પોતે પત્રવહેવાર કરેલો એની ગાંધીજીએ વાત કરી. પછી કહે: 'ઘણીવાર એમ બને છે કે માણસ સ્વદેશ કરતાં પરદેશમાં વધારે જાણીતા હોય છે. જર્મનીના લીપઝીગ શહેરમાં કયુની કરીને એક આહારશાસ્ત્રી હતા. તેમનાં પુસ્તકોનાં ઘણાં વરસ પર જર્મનમાંથી હિંદની ભાષાઓમાં ભાષાન્તરો થયેલાં, ને તેની કુલ સેંકડો આવૃત્તિઓ થયેલી. પણ મેં એક મિત્રને લીપઝીગમાં કયુનીને મળવા મોકલ્યા તો ત્યાં કોઈ એમને ઓળખતું નહોતું, ને પેલા ભાઈ ઘણી

મહેનત પછી એમના દીકરાની ભાળ મેળવી શકયા. કસુની પોતે તો મરી ગયા હતા.'

ગાંધીજી કહે: 'આશ્રમમાં તમારું પેટ ભરાય છે ખરું?' મેં કહ્યું: 'હું કદી ભૂખ્યો રહ્યો નથી, પણ આ આહારમાં મને વિવિધતાની ખામી લાગે છે. ખાવાનું આંખ અને જીભને રુચે એ પણ જરૂરનું હોય છે. હું અહીં જમ્યો એ બધીવાર ખોરાકની એકેએક વાની એની એ જ હોય છે. પાકશાસ્ત્રી તરીકેની આપની કુશળતા પર હું જાહેર આક્ષેપ કરવાનો છું.'

એ જ વખતે જવાહરલાલ નેહરૂ — સુન્દર, સ્મિત કરતી મુખાકૃતિવાળા, શુદ્ધ ખાદીનાં વસ્ત્ર ધારણ કરેલા — ભોજનાલયમાં દાખલ થયા. દરેક જણ એમને કેટલા બધા ચાહતું હતું તે તત્કાળ જોઈ શકાય એમ હતું. તેઓ મારી જોડેના આસન પર બેઠા, ને હિંદી ઢબે હાથથી ખાવા લાગ્યા. અમે પારીસના એક ઠાઠવાળા ઉપાહારગૃહમાં સાથે બેસીને જમેલા તેનું સ્મરણ મને થયા વિના રહ્યું નહીં.

ભોજન પહેલાં નેહરૂને ગાંધીજી જોડે થોડીક વાતો થઈ હતી. ક્ષણેક પછી ગાંધીજી મારા તરફ ફરીને કહે: 'કાલે સોમવારે મારાથી જવાહરલાલની જોડે વાતો થઈ શકે તે માટે મેં મૌનવારમાં થોડોક ફેરફાર કરીને, આખો સોમવાર મૌન રાખવાને બદલે આજે બાર વાગ્યાથી તેની શરૂઆત કરવાનો વિચાર કર્યો હતો. પણ એમ કરવા જતાં તમને આજ બપોરનો મુલાકાતનો કલાક મળી ન શકે, એટલે હવે એમ ઠરાવ્યું છે કે મૌન આજે બપોરે ૨-૪૦ વાગે લઈશ, ને તમારી સાથે દોઢથી અઢી સુધી વાત કરીશ.'

જમ્યા પછી નેહરૂ ને હું અતિથિગૃહમાં — જ્યાં એમનો પણ ઉતારો હતો — બે ખાટલા પર બેઠા, ને કલાકેક લગી દુનિયાની એકે-એક ચીજ વિષે વાત કરી. એકવાર વાતવાતમાં તેમણે કહ્યું: 'જગતમાં ઘૃણા ઉપજાવે એવું જે બધું છે, તેમજ અત્યંત આદર ઉપજાવે એવું પણ

જે બધું છે, તે બંને હિંદુસ્તાનમાં ભર્યાં છે. બેમાંથી તમને પસંદ પડે તે લો.'

મેં કહ્યું : 'ના, તમે બંને લો.'

સાડાબારને સુમારે નેહરૂ ગાંધીજી સાથે કલાક વાત કરવા ગયા. હું મારી મુલાકાત માટે ગાંધીજીની કુટીરે આવ્યો ત્યારે નેહરૂ ત્યાં બેઠેલા હતા. તેઓ બેચેન દેખાતા હતા. હું એમની જોડાજોડ બેઠો. ગાંધીજી મારી તરફ ફર્યા, ને મને રોજની પેઠે 'હવે ?' કહીને પ્રશ્નોની શરૂઆત કરવા કહ્યું.

મેં મુલાકાતની શરૂઆત કરતાં કહ્યું: 'બ્રિટિશ કાયદો ને બ્રિટિશ રાજકારણની પ્રણાલિકા બંનેમાં એવી વ્યવસ્થા છે કે પાર્લામેંટ તથા તાજના હાથમાં જ સત્તા ઘણે અંશે કેન્દ્રિત રહે. એથી ઊલટું અમેરિકાની રાજકીય કલ્પના સમૂહતંત્રના સિદ્ધાન્ત પર રચાયેલી છે. આપને એમ લાગે છે ખરું કે, હિંદની વિવિધતાઓ જોતાં, આપને આ દેશમાં રાજાઓ ને મુસલમાનોને સન્તોષ આપે એવા સમૂહતંત્રની જરૂર પડશે ?'

ગાંધીજી કહે : 'અમને કઈ પદ્ધતિ વધારે અનુકૂળ આવશે તે મારાથી અત્યારે કહી શકાય એમ નથી. સૌથી પહેલાં તો અંગ્રેજો જાય એ જરૂરનું છે. તે પછી અમે શું કરીશું એ વિષે તો કેવળ અટકળો જ કરી શકાય. અંગ્રેજો ખસી જશે તે ક્ષણે જ ધાર્મિક લઘુમતીઓનો પ્રશ્ન અલોપ થઈ જશે. અંગ્રેજો ખસી ગયા પછી અંધાધૂંધી થશે, તો એ અંધાધૂંધીમાંથી છેવટે કેવા પ્રકારનું રાજ્યતન્ત્ર પેદા થશે એ હું કહી શકું એમ નથી. મને બેમાંથી કયો પ્રકાર ગમે એમ જો પૂછો, તો હું કહું કે કેન્દ્રિત સત્તા નહીં, પણ સમૂહતન્ત્ર. કોઈક પ્રકારનું સમૂહતન્ત્ર તો થવાનું જ. પણ અમારે સમૂહતન્ત્ર હશે કે નહીં હોય એ સવાલનો મને ઉજાગરો નથી, એ મારા જવાબથી તમારે સન્તોષ માનવો જોઈએ. કદાચ તમારું લોખંડી ચોકઠાંમાં ગોઠવાઈ ગયેલું મન આ સાંભળીને હસશે. કદાચ તમને એમ લાગતું હશે કે કરોડો માણસો નિઃશસ્ત્ર છે ને

સેંકડો વરસથી પરદેશી અમલને ટેવાઈ ગયેલાં છે, એટલે મેં શરૂ કરવા ધારી છે તે સવિનય ભંગની હિલચાલમાં અમને સફળતા નહીં મળે.'

મેં કહ્યું: 'ના, હું એમ માનતો નથી. હું માનું છું કે ઇતિહાસ ઝપાટાભેર ગતિ કરી રહ્યો છે, ને થોડા જ વખતમાં આપનો દેશ ચીનની પેઠે સ્વતન્ત્ર બનશે. આપે જે લડત વરસો પર શરૂ કરી છે તેનો અંત બીજી કોઈ રીતે આવી જ ન શકે.'

ગાંધીજીએ બહુ જ ભાર દઇને કહ્યું: 'મારે ચીનના જેવા સ્વતંત્ર નથી થવું. ચીન તો આજે પણ, ને ચાંગ કાઈ શેક ત્યાં બેઠા છે તે છતાં, અસહાય છે. આ યુદ્ધમાં ચીને આટલી બધી વીરતા બતાવી છે ને તે સર્વસ્વ હોમવાને તૈયાર છે છતાં તે હજુ પૂર્ણપણે સ્વતન્ત્ર નથી. ચીનમાં તો અમેરિકા ને ઇંગ્લંડને એમ કહેવાનું સામર્થ્ય હોવું જોઈએ કે "અમે અમારી સ્વતન્ત્રતાની લડાઈ એકલે હાથે, તમારી મદદ વિના, લડીશું." એને હું સ્વતન્ત્રતા કહું.'

ગાંધીજીને મેં પૂછ્યું: 'ચાંગ સાથેની આપની લાંબી મુલાકાત કેવી થયેલી?'

ગાંધીજી કહે: 'બહુ સારી.'

મેં સહેજ હસીને કહ્યું: 'માત્ર આપ એમનું કહેવું નહીં સમજ્યા હો, ને એ આપનું કહેવું નહીં સમજ્યા હોય.'

ગાંધીજી કહે: 'મને એ અકળ લાગ્યા. હું એમનો તાગ ન કાઢી શક્યો. સંભવ છે કે ભાષાનું કારણ હોય. અમે શ્રીમતી ચાંગને દુભાષિયાં રાખીને વાતો કરી. પણ હું નથી માનતો કે એ એક જ કારણ હતું.'

પાછો ચીનના વિષય પર આવી મેં કહ્યું: 'ચીન પૂર્ણપણે સ્વતંત્ર નથી એ સાચું. પણ સ્વતન્ત્રતા એક દિવસમાં આવતી નથી. અમે જો આ લડાઈમાં જીતીએ તો એને પરિણામે ચીન સ્વતન્ત્ર બનશે. સંભવ છે કે આપણે એશિયાઈ સદીની નજીક આવી રહ્યા હોઈએ.

આવતા થોડા દસકામાં હિંદ અને ચીન ઘણો ઈતિહાસ રચે એ બનવા-જોગ છે. પણ અંગ્રેજો એ વસ્તુ સમજતા હોય એવું જરા પણ ચિહ્ન મારા જોવામાં આવતું નથી. આપ એમને જવાનું કહો છો એ રીતે એ લોકો જશે નહીં. તેઓ જો સિંગાપુર અને મલાયામાં તેમના શસ્ત્રબળથી પોતાને ઉગારી ન શક્યા, તો હિંદમાં તેઓ તેમના બુદ્ધિબળથી પોતાને ઉગારવાના નથી.'

ગાંધીજી કહે: 'તમે એટલું સ્પષ્ટ સમજી લો કે હું ચીનની ટીકા કરતો નથી. માત્ર મારે એટલું ભાર દઈને કહેવું હતું કે ચીનનું અનુકરણ કરવાની મારી ઈચ્છા નથી. હિંદની દશા ચીનના જેવી થાય એમ હું ઈચ્છતો નથી. એટલે જ હું કહું છું કે મારે અહીં બ્રિટિશ અને અમેરિકન સોલજરો જોઈતા નથી. મારે અહીં જપાની કે જર્મન સોલજરો જોઈતા નથી. જપાનીઓ રોજ રેડિયો પર કહે છે કે "અમારે હિંદુસ્તાનને તાબે રાખવું નથી — અમે તો માત્ર તેને સ્વતંત્રતા મેળવવામાં મદદ કરવા માગીએ છીએ." મારે એમની સહાનુ-ભૂતિ કે મદદ જોઈતી નથી. હું જાણું છું કે તેઓ પરગજુ નથી. મારે તો હિંદને માટે સર્વ પ્રકારની પરદેશી ધૂંસરીમાંથી વિશ્રાન્તિ જોઈએ છે. હું અધીરો થયો છું. મારાથી હવે વધારે રાહ જોઈ શકાય એમ નથી. અમારી સ્થિતિ તો ચીન કે ઈરાનના કરતાંયે નપાવટ છે. સંભવ છે હું મારી વાત મહાસભાને ગળે ન ઉતારી શકું. સંભવ છે કે જે માણસોએ મહાસભામાં હોદ્દા ભોગવ્યા છે તેઓ આ પ્રસંગને પહોંચી વળી ન શકે. [ આ શબ્દો કહેતી વખતે ગાંધીજી નેહરુ તરફ તાકીને જોઈ રહ્યા. ] છતાં હું તો આગળ ધપ્યે જઈશ, ને મારી વાત સીધી લોકોને કાને નાખીશ. પણ ગમે તે થાય તોયે અમે અડગ ને અણનમ છીએ. સંભવ છે કે અમે એવી નવી વ્યવસ્થા ખીલવી શકીએ જે જોઈને જગત છક થઈ જાય. હું તમને કહું છું કે તમે તમારા વહેમો કોરે મૂકો; સવિનય ભંગની લડતની મારી આ કલ્પનાને તપાસો; ને તેમાં કંઈ દોષ હોય તો

શોધી કાઢવાનો પ્રયત્ન કરો. [ મને લાગ્યું કે ગાંધીજી આ શબ્દો મને કહેતા હતા છતાં એમનો આશય તો એ નેહરૂને કહેવાનો હતો; અને એમ સ્પષ્ટ દેખાતું હતું કે ગાંધીજી અને નેહરૂ તેમની આજની ચર્ચામાં એકમત થયા નહોતા. ] તો તમે અમારી લડતને મદદ કરી શકશો; અને, એથી ઉચ્ચતર ભૂમિકાની વાત કરું તો, તમે તમારી લેખનશક્તિનો પણ સદુપયોગ કર્યો ગણાશે. હિંદુસ્તાનને વિષે જે સાહિત્ય પેદા થાય છે તે નકામું ને કશી વિસાત વિનાનું હોય છે. એમાંથી મોટા ભાગના સાહિત્યમાં કશું જ મૌલિક હોતું નથી. બધું અમુક બીબાંમાં ઢાળેલું હોય એના જેવું હોય છે. તમે પ્રયત્ન કરીને એ ઘરેડમાંથી નીકળો એમ મારું કહેવું છે. મારી ભાષાની આરપાર જઇને, હું જે વસ્તુ કહેવા મથી રહ્યો છું તે તમે સમજો એમ હું ઇચ્છું છું. એ કઠણ કામ છે એ હું જાણું છું. અમેરિકન અને બ્રિટિશ સુધારાનાં ભભકો, ઝળકાટ, સંસ્કાર ને શસ્ત્રબળ એ બધું જોઈને તમે અહીં આવેલા છો. તમારા વિચારની ઘરેડમાં ન ભળે કે એ ઘરેડને માટે ઇચ્છવાજોગ ન હોય એવી કોઈ વસ્તુને ઊંડા ઊતરીને સમજવાની તમે ના પાડો, તો તે હું સમજી શકું એમ છું. પણ તમારું મન જો એ ચીલામાંથી બહાર નીકળી ન શકે, તો તમે સેવાગ્રામમાં ગાળેલા દિવસ એળે ગયા ગણાશે.'

હું સહેજ થંભી ગયો. એ દરમ્યાન મેં વિચારી જોવાનો પ્રયત્ન કર્યો કે આમાંથી કેટલું નેહરૂને માટે છે ને કેટલું મારે માટે છે. પછી મેં કહ્યું: 'હા. પણ આપ જે નવી વ્યવસ્થાની વાત કરો છો તેની ઝાંખી કરવામાં આપ મને મદદ કરશો ? મને મારી નવી વ્યવસ્થા વિષે એવી ખાતરી નથી કે આપની નવી વ્યવસ્થાને હું એકદમ ફેંકી દઉં. હું માનું છું કે હિંદની પાસે આપવા જેવો મોટો ફાળો છે. પણ ભાવિ વિકાસને વિષે આપની કેવી કલ્પના છે ?'

ગાંધીજી કહે: 'આજે સત્તાનું કેન્દ્ર નવી દિલ્લીમાં, કે કલકત્તામાં કે મુંબઈમાં — મોટાં શહેરોમાં — છે. હું એ સત્તાને હિંદનાં સાત લાખ

ગામડાંમાં વહેંચી નાખું. એનો અર્થ એ થશે કે સત્તા બિલકુલ રહેશે જ નહીં. બીજા શબ્દોમાં કહું તો, આજે જે સાત લાખ ડૉલર ઇંગ્લંડની ઇંપીરિયલ બૅંકમાં થાપણરૂપે મૂકેલા છે તે ઉપાડી લઈને સાત લાખ ગામડાંમાં વહેંચી દેવાની મારી ઇચ્છા છે. પછી દરેક ગામડાને એનો એક એક ડૉલર મળશે, ને એ ખોવાઈ નહીં જાય. હિંદની ઇંપીરિયલ બૅંકમાં મૂકેલા સાત લાખ ડૉલર તો જપાની વિમાનમાંથી પડેલા એક બૉંબ વડે સાફ થઈ જાય. પણ એ જો સાત લાખ ભાગીદારોને વહેંચી આપ્યા હોય તો એમાંથી કોઈની મૂડી નાશ ન પામે. એમ થાય તો આ સાત લાખ એકમોની વચ્ચે ઐચ્છિક સહકાર થાય; — ઐચ્છિક સહકાર; નાઝી ઢબના ઉપાયોથી પરાણે કરાવેલો સહકાર નહીં. ઐચ્છિક સહકારમાંથી સાચી સ્વતંત્રતા પેદા થશે, ને એમાંથી જે નવી વ્યવસ્થા નીપજશે તે રશિયાની નવી વ્યવસ્થા કરતાં ચડિયાતી હશે. કેટલાક કહે છે કે રશિયામાં નિર્દયતા છે ખરી; પણ એનો ઉપયોગ દીનદલિતને ખાતર થાય છે, ને એટલા માટે તે સારી છે. મને એમાં સારાપણું નહીંજેવું દેખાય છે. કોક દહાડો આ નિર્દયતામાંથી એવી અરાજકતા પેદા થશે જેવી આપણે કદી જોઈ પણ નહીં હોય. અહીં અમે એ અરાજકતામાં સપડાઈશું નહીં એની મને ખાતરી છે. હું કબૂલ કરું છું કે હિંદનો ભાવિ સમાજ કેવો હશે એનો ચિતાર મોટે ભાગે મારી નજર બહાર છે. પણ મેં તમને જેની રૂપરેખા આપી એના જેવી વ્યવસ્થા અમારે ત્યાં ચાલતી હતી, એ ઐતિહાસિક હકીકત છે. બેશક એમાં કંઈક નબળાઈ હશે જ; નહીં તો તે મોગલો ને અંગ્રેજોના અમલથી પડી ન ભાંગત. એમાંના કંઈક અંશો હજુ કાયમ છે, ને બ્રિટિશ અમલે એનો વિનાશ કર્યો હોવા છતાં એનાં મૂળ હજુ ટકી રહ્યાં છે, એ મને ગમે છે. એ મૂળિયાં ને ઠૂંઠાં પર વરસાદનાં થોડાંક ટીપાંનું સિંચન થતાંવેંત તેમાંથી અંકુરો ફૂટી નીકળશે. એ વૃષ્ટિ તે રાજસત્તાનું અંગ્રેજોના હાથમાંથી હિંદીઓના હાથમાં સ્થાનાન્તર. એમાંથી ઊગનારો છોડ કેવો નીપજશે

તે હું જાણુતો નથી. પણ આજે અમારી પાસે જે કંઈ છે તેના કરતાં તો એ અનંતગણો શ્રેષ્ઠ હશે જ. અહિંસાની જે વૃત્તિ અતિ આવશ્યક છે તે દુર્ભાગ્યે અત્યારે અહીં મોજૂદ નથી. પણ નવી વ્યવસ્થા ખીલવવા માટે ગયાં પચીસ વરસમાં જે તનતોડ કામ થયું છે તે બધું એળે ગયું છે એમ હું માનતો નથી. નવી વ્યવસ્થા ઘડવામાં મહાસભા પક્ષ અસરકારક ભાગ ભજવશે, તેમજ મુસ્લીમ લીગ પણ અસરકારક ભાગ ભજવશે.'

મેં કહ્યું: 'આપે સાત લાખ ડૉલરનું જે રૂપક આપ્યું તેનું વધારે વિવેચન હું આપની પાસેથી ઇચ્છું છું. ગામડાંને ઇંગ્લંડની ઇંપીરિયલ બૅંક પાસેથી જે ડૉલર પાછો મળ્યો હશે તેનું તેઓ શું કરશે?'

ગાંધીજી કહે: 'એક વસ્તુ થશે. આજે શેરહોલ્ડરોને કશી જ ઊપજ થતી નથી. વચલા માણસો તે લઈ જાય છે. ખેડૂતો તેમના ડૉલરના માલિક હશે તો તેમને ઠીક લાગે એવો તેનો ઉપયોગ તેઓ કરશે.'

મેં કહ્યું: 'ખેડૂતો તો પૈસા જમીનમાં દાટી દે છે.'

ગાંધીજી કહે: 'તેઓ તેમના ડૉલર જમીનમાં દાટી નહીં દે, કેમકે તેમને જિંદગી ટકાવી રાખવાની હશે. તેઓ પાછા બૅંક પાસે — તેમની પોતાની બૅંક પાસે — જશે, અને તેની દોરવણી નીચે રહીને, એમને સારામાં સારાં લાગશે એવાં કામો માટે એ પૈસાનો ઉપયોગ કરશે. પછી તેઓ કદાચ પવનચક્કીઓ બાંધે કે વીજળી પેદા કરે કે તેમને ઠીક લાગે તે કરે. એક મધ્યવર્તી રાજ્યતન્ત્ર પેદા થશે ખરું, પણ તે લોકોની ઇચ્છા અનુસાર કામ ચલાવશે, અને પ્રજાની ઇચ્છારૂપી વિશાળ પાયા પર એની રચના થયેલી હશે.'

મેં કહ્યું: 'મારો ખ્યાલ એવો છે કે તે વેળા સરકાર વધારે ઉદ્યોગો ઊભા કરશે ને દેશની ઔદ્યોગિક ખિલવણી કરશે.'

ગાંધીજી કહે: 'એ મધ્યવર્તી સરકાર પાસે બ્રિટિશ સૈન્ય નહીં હોય એવો ચિતાર તમારે કલ્પવો જોઈએ. એ સૈન્ય વિના જો તે ટકી

શકશે તો એ જ નવી વ્યવસ્થા હશે. એ ધ્યેયની સિદ્ધિ માટે પુરુષાર્થ કરવા જેવો છે. એ અપાર્થિવ ધ્યેય નથી. તે વ્યવહારમાં સિદ્ધ થઈ શકે એવું છે.'

મેં કહ્યું: 'એ વાતમાં મારી હા છે. દસ વરસ પર મેં હા ન ભણી હોત; પણ રશિયામાં ને બીજે મને જે અનુભવો થયા તે પછી મને લાગે છે જગતને માથે મોટામાં મોટું જોખમ એ ઝઝૂમે છે કે રાજ્ય સર્વસત્તાધીશ થઈ પડી વ્યક્તિગત સ્વાતંત્ર્યને અશક્ય કરી મૂકશે. મૂડીવાદી અર્થવ્યવસ્થાને લીધે રાજ્યને આર્થિક બાબતોમાં વધારે ને વધારે હસ્તક્ષેપ કરવો જરૂરનો થઈ પડ્યો છે, એ તો આપણે જોઈએ છીએ. એનાથી રાજ્યની સત્તા વધે છે. એવા રાજ્ય પર અંકુશો કેમ મૂકવા, ને તેની સત્તાને સમતોલ કેમ બનાવવી, એ આવતી પેઢીને માટે ખરેખરો પ્રશ્ન થઈ પડશે. એક સવાલ આ છે: જે દેશમાં સરકાર સર્વસત્તાધીશ હોય ત્યાં આપણે વ્યક્તિગત સ્વાતંત્ર્યને સુરક્ષિત રાખી શકીએ ખરા? બીજો સવાલ આ છે: રાષ્ટ્રો એક આન્તરરાષ્ટ્રીય સંસ્થાની અંદર હળીમળીને કામ કરશે? કે આપણે આન્તરરાષ્ટ્રીય ભાવનાને ફગાવી દઈશું ને કેટલાંક બીજાં યુદ્ધો વહોરી લઈશું?'

ગાંધીજી કહે: 'મારી પાસે તો સવાલ એ છે કે આ પ્રચંડ રાજ્યોની ઉત્પત્તિ કેવી રીતે અટકાવવી. તેથી જ મિત્રરાજ્યો ફાસિસ્ટ રાજ્યોનો ભાગ ભજવે એમ હું ઇચ્છતો નથી. તેથી જ હું તેમની પાસે જાહેર રીતે એમ કહેવડાવવા ઇચ્છું છું કે "હિંદુસ્તાન જે વાત કહે છે તે સારી છે. આપણે આટલો ભૂસકો મારીએ ને હિંદને તેની સ્વતંત્રતા આપીએ; ને જરૂર પડે તો વચગાળાના વખતમાં હિંદમાં હિંદની શરતે રહીએ. આપણે પ્રજાઓની વચ્ચે ઐચ્છિક સહકાર સાધી શકીએ છીએ કે નહીં તે જોઈએ."'

મેં કહ્યું: 'આપને આપની સ્વતંત્રતા મળવી જોઈએ એ વિષે તો મને લવલેશ શંકા નથી. હું માનું છું એથી આપને લાભ થશે ને અમને

સહુને લાભ થશે. બેશક અંગ્રેજોએ તેમના સામ્રાજ્યની રક્ષા કરવાની કે એ સામ્રાજ્યની સહાનુભૂતિ મેળવવાની કશી ઢંગ કરી નાખે એવી શક્તિ નથી બતાવી.'

'એ વાત તમારે અમેરિકાને કહેવી જોઈએ,' ગાંધીજીએ કહ્યું.

'હું કહીશ,' મેં કહ્યું, 'પણ આ શબ્દોમાં નહીં. બ્રિટન યુદ્ધને માટે જે શસ્ત્રસરંજામ ખરીદે છે તે બધાના પૈસા અત્યારે અમે આપીએ છીએ. અમે આ વરસે સાઠ હજાર વિમાનો બનાવી રહ્યા છીએ, પણ ૧૯૪૩માં એક લાખ ચાળીસ હજાર બનાવવાના છીએ. હિંદમાં અમેરિકાને જે ભાગ ભજવવો રહ્યો છે તેની દૃષ્ટિએ જોતાં અહીં આ કટોકટીનો સમય જરાક વહેલો આવી પહોંચ્યો છે. [સાંભળનારા હસ્યા.] અમે અત્યારે વરસદીઠ એક લાખ ચાળીસ હજાર વિમાન બનાવતા હોત ને અમારા વીસ લાખ માણસો રણક્ષેત્ર પર હોત, તો હિંદ વિષેના અમારા વિચારો પર લંડનમાં વધારે ધ્યાન અપાત. આજે એશિયામાં શું બની રહ્યું છે તેની અંગ્રેજોને સમજ પડતી નથી. અમેરિકાની મદદથી કદાચ આવતી કાલે તેમને સમજ પડે.'

ગાંધીજી કહે: 'તેથી જ હું મુખ્ય મુદ્દા પર આવું છું, ને કહું છું કે અમે જ્યાં સુધી અંગ્રેજો સાથે દલીલો કરીશું, ને અમારી દરખાસ્તમાં ભારે ન્યાય છે ને એનો અમલ શક્ય છે એમ એમને બતાવીશું, ત્યાં સુધી તેઓ નહીં સમજે. તેઓ તો અમે કંઈક કરવા માંડીશું ત્યારે જ સમજશે. અંગ્રેજોનો ઇતિહાસ જ એવો છે. એમનાં મન પર કાર્યની છાપ પડે છે. એટલે અમારે હવે કાર્ય જ કરી બતાવવું જોઈએ. પણ આ ક્ષણે તો મારે હિંદી રાષ્ટ્રીય સરકારની કલ્પનાનો લોકોમાં પ્રચાર કરવો રહ્યો, ને એમ બતાવવું રહ્યું કે એ કલ્પનામાં મનસ્વી તરંગ અથવા ગગનવિહાર જેવું કશું જ નથી. એનું મંડાણ અહિંસાના પાયા પર થયેલું છે; જોકે મારા ધ્યેયની યોગ્યતા કે તેમાં રહેલો ન્યાય પુરવાર કરવા માટે મારે અહિંસાની કલ્પનાની મદદ લેવાની જરૂર પડે

એમ નથી. મારામાં હિંસાવૃત્તિ હોત તોપણ હું આ જ ધ્યેય સેવતો હોત. મારામાં હિંસાવૃત્તિ હોત તોપણ હું કહેત કે "જાઓ, ને હિંદને તમારા લશ્કરી મથક તરીકે ન વાપરશો." પણ આજે તો હું કહું છું કે "હિંદુસ્તાન પર રખે બીજો કોઈ તરાપ મારે એટલા માટે તમારે એને તમારાં લશ્કર ને સરંજામ રાખવાના મથક તરીકે વાપરવું હોય તો ભલે વાપરો, માનભરી શરતે અહીં રહો, ને કશો રંજાડ ન કરશો." હું એથી આગળ જઈને એમ પણ કહું કે હિંદુસ્તાન જે મધ્યવર્તી સરકાર રચે તે જો લશ્કરી માનસવાળી હોય તો અંગ્રેજોને કદાચ એની મદદ પણ મળે.'

મેં પૂછ્યું: 'અંગ્રેજો દબાણને વશ થઈને આપની યોજના કબૂલ કરે, તો આપ આપના સાત લાખ ગામડાંના પ્રજાતંત્રનાં પગરણ કેવી રીતે માંડશો?'

ગાંધીજી કહે: 'હું તમને વીગતવાર યોજના આપી શકું એમ નથી. એ વીગતો મારાથી આજે નક્કી ન થાય. અત્યારે તો એ બધી તાત્ત્વિક વસ્તુ છે. એની યોજના, જેને ઘણા લોકો સ્વપ્નદ્રષ્ટા કહે છે એવા એક માણસના મગજમાંથી નીકળે એ ન ચાલે; એ તો પ્રતિનિધિઓના મંડળને હાથે ઘડાવી રહેશે.'

મેં કહ્યું: 'હું હાથે કાંતેલી ખાદીને ન સમજી શકું એવો જડસો નથી તો!'

'પણ તમે શાકભાજીને સમજી શકતા નથી,' ગાંધીજીએ કહ્યું.

'રોજ સવાર ને સાંજ એકનાં એક શાક થાય છે એ મને ભાવતાં નથી.' ગાંધીજી હસ્યા, અમે સહુ હસ્યા, ને હું ઊઠીને ચાલતો થયો.

આજે પાછલે પહોરે નેહરૂ અને હું અતિથિગૃહના એક જ ઓરડામાં — એ ખાટલા પર, ને હું ઓરડામાં જે એક જ ખુરસી હતી તેના પર — બેઠા; ને અમે મનુષ્યનું સુખ, સંસ્કૃતિ, માણસો પ્રામાણિક જીવન ગાળી શકે એવી રીતે સમાજમાં સુધારો કેવી રીતે થાય તે, અમેરિકા,

રશિયા, હિંદુસ્તાન વગેરે અનેક વિષયોની ચર્ચા કરી. સોવિયેટ પ્રત્યે તેમને જેવો પક્ષપાત પહેલાં હતો તેવો હવે નથી રહ્યો. પણ ચીન પ્રત્યે તેમને ઘણો પક્ષપાત છે, અને આજે તેમણે ગાંધીજી જોડે ચીન વિષે જ વાતો કરી છે. એ બેની વચ્ચે બાંધછોડ થશે, અને ગાંધીજી સવિનય ભંગની હિલચાલ તરફ નેહરૂનું મન વળાવી શકશે. નેહરૂ અહીં આવ્યા ત્યારે તેમના મનમાં કેટલીક શંકાઓ હતી. પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ હિંદની પરિસ્થિતિમાં ફરી વચ્ચે પડે ને અંગ્રેજોને સમાધાન કરવા સમજાવે એવી આશાએ તેઓ રાહ જોતા હતા. પણ હિંદના તાકીદના સવાલોને વિષે યુદ્ધકાળ પૂરતા સમાધાનને માટે વાટાઘાટ કરવાની અંગ્રેજોએ ઘસીને ના પાડી છે, એટલે નેહરૂ જેવા હિંદી રાષ્ટ્રવાદીને અહિંસાના પ્રયોગ દ્વારા સામા પક્ષ પાસે ધાર્યું કરાવવાની ગાંધીજીની દલીલ સ્વીકાર્યા વિના છૂટકો જ નથી.

મેં નેહરૂને કહ્યું : ‘ તમે અમેરિકા જાઓ ને પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટની સાથે વાત કરો. કોઈ પણ પ્રજા સ્વતન્ત્રતા મેળવવા ઇચ્છે એ વસ્તુ અમેરિકનોને આપોઆપ રુચે છે. વળી હિંદુસ્તાનમાં બ્રિટનનો જે આર્થિક સ્વાર્થ છે તેના કરતાં અમેરિકાનો આર્થિક સ્વાર્થ જુદી જાતનો છે. ’

અમે હિંદુ ધર્મને વિષે પણ ચર્ચા કરી. નેહરૂ કહે : ‘ શાસ્ત્રના એકેએક વચનને અક્ષરશઃ પ્રમાણભૂત માનવું જોઈએ, ને તેમાં દર્શાવેલો એકેએક મત સહુએ માનવો જ જોઈએ, એ વસ્તુ હિંદુ ધર્મમાં નથી. તેથી રૂઢ વિચારો ન સ્વીકારવા માટે કોઈ પણ હિંદુને સજા ન થઈ શકે કે ધર્મમાંથી તેનો બહિષ્કાર ન કરી શકાય. તમે હિંદુ હો છતાં નિરીશ્વરવાદી હોઈ શકો છો. ગાંધીજીએ આજે સવારે કહ્યું તેમ, “ તમે જાતિભેદને કે અસ્પૃશ્યતાને ન માનો એટલા માટે તમે હિંદુ મટી જતા નથી. ” એ જ રીતે, તમે દીવાલ પર ઈસુ ખ્રિસ્તની છબિ ટાંગો ને તેમના આદેશો માનો તોપણ તમે ધર્મનિષ્ઠ હિંદુ રહી શકો છો. ’

જૂન ૮, ૧૯૪૨

નેહરૂ મારા ખાટલાથી ત્રણ ફીટને છેટે મૂકેલા બીજા ખાટલા પર સૂઈ રહ્યા હતા. તેમણે કહ્યું: 'રાતે ઘણા અવાજ થતા હતા તેથી મને ઊંઘમાં ખલેલ પડેલી.' મને તો કદી કશા અવાજ સંભળાતા નથી. નેહરૂ કહે: 'આશ્રમના કેટલાક મિત્રો સાથે વાતો કરીને રાતે સવાનવે હું પાછો આવ્યો. મને મનમાં હતું કે આપણે સાથે બેસીને વાતો કરીશું. પણ હું આવ્યો ત્યારે તો તમે ઊંઘી ગયેલા હતા.'

આજે સવારે છ વાગે ગાંધીજી, રોજના આઠદસ શ્વેતવસ્ત્રધારી માણસના મંડળ જોડે, ફરવા નીકળ્યા. આજે એમનો મૌનવાર છે. તેમણે મને ઓટલા પર જોયો, એટલે હાથ ઊંચો કરી જય જય કર્યાં. મેં સવારનો વખત ટાઈપ કરવામાં ને નેહરૂ જોડે વાતો કરવામાં ગાળ્યો.

બપોર પછી આર્યનાયકમ આવ્યા. તેમણે અમેરિકાની કોલંબિયા યુનિવર્સિટીમાં ડ્યુઈ અને થૉર્નડાઈકના હાથ નીચે અભ્યાસ કર્યો છે, અને એડીનબરો, કેંબ્રીજ ને ઑક્સફર્ડની પદવીઓ મેળવી છે. તેઓ મારે માટે સફેદ ખાદીનાં પહેરણ ને પાયજામો લાવ્યા છે; ને ચંપલ પણ લાવ્યા છે; કેમકે તેમણે જોયેલું કે સેવાગ્રામનાં રેતી ને કાંકરાથી મારાં સૂવાના ઓરડામાં પહેરવાનાં સપાટમાં કાણાં પડી ગયાં છે. અમેરિકામાં એમણે કરેલા અભ્યાસની વાત થઈ તેમાં તેમણે 'બૅરનગેરિયા' આગબોટમાં ન્યૂયૉર્ક જતાં વીતેલો એક પ્રસંગ કહી બતાવ્યો. તેમની ચામડી ઘઉંવર્ણી હતી એટલા કારણસર આગબોટના ભોજનાલયના નોકરે એમને પીરસવાની ના પાડેલી. એથી એમનો આત્મા ઘણો દુભાયો. પાયાની કેળવણી એ એમનો ખાસ વિષય છે. પાયાની કેળવણીમાં ખેડૂતોનાં બાળકોને ઉદ્યોગો — મુખ્યત્વે કાંતણ, વણાટ ને ખેતી — દ્વારા શિક્ષણ આપવાની યોજના છે. એમણે કહ્યું કે ૧૯૩૭ ને ૧૯૩૯ ની વચ્ચે પ્રાન્તોમાં મહાસભાનાં પ્રધાનમંડળો અધિકારપદે હતાં ત્યારે તેમણે આ યોજનાને

ઉત્તેજન આપેલું. પણ અંગ્રેજોએ એને ઉત્તેજન આપવાની ના પાડી છે. હિંદની કેળવણી વિષેના સરકારી બ્રિટિશ રિપોર્ટોમાંથી તેમણે મને એવાં અવતરણો બતાવ્યાં જેમાં એમ કહેલું હતું કે બ્રિટિશ શિક્ષણપદ્ધતિ નિષ્ફળ નીવડી છે. આર્યનાયકમ કહે: 'હિંદમાં શિક્ષણપદ્ધતિનો એક જ હેતુ છે; ને તે એ કે અંગ્રેજોને માટે કામ કરે એવા કારકુનો ને સરકારી અમલદારો તૈયાર કરવા. એટલે નીચલા ગણાતા વર્ગોની કેળવણીમાં સરકારને રસ નથી. તેની ઇચ્છા તો માત્ર તેની નોકરી કરે એવા મધ્યમ વર્ગના અમુક ભાગને જ કેળવવાની છે. પરિણામે મધ્યમ વર્ગ રાષ્ટ્રવાદી બન્યો છે. થોડા વખત થયાં બ્રિટિશ સરકારે શિક્ષકો માટેનાં કેટલાંક અધ્યાપન મન્દિરોનાં મકાનો બાંધવાનું કામ ઉપાડ્યું છે.'

નેહરૂ આ વાત સાંભળતા હતા ને આર્યનાયકમની સાથે સંમત હતા. તેમણે કહ્યું: 'અંગ્રેજો હિંદમાં શાન્તિકાળ દરમ્યાન લશ્કરી સરંજામ પાછળ જેટલું ખરચ કરતા હતા તેનો એક નાનકડો હિસ્સો પણ તેમણે જો કેળવણી માટે ખરચ્યો હોત તો હિંદનો ખેડૂત આટલો બધો નિરક્ષર ન હોત.' આર્યનાયકમ કહે: 'પૂરતી સંખ્યામાં નિશાળો કાઢવાની વાત આવે ત્યારે અંગ્રેજો હંમેશાં નાણાંના અભાવની દલીલ આગળ કરતા આવ્યા છે.' તેમણે મને સરકારી વસ્તીપત્રકના આંકડા બતાવ્યા: ૧૯૨૧ માં હિંદની વસ્તીના સાત ટકા વાંચી લખી શક્તા હતા; ૧૯૩૧ માં એ પ્રમાણ વધીને આઠ ટકા થયું. 'વિચાર કરી જુઓ! દસ વરસમાં એક ટકાનો વધારો!' આ ઉદ્ગારમાં જે કટાક્ષ હતું તેનાથી તેમનું દિલ દુભાતું હતું એમ દેખાયું. નિરક્ષરતા વિષેના ૧૯૪૧ ના આંકડા વિશ્વાસપાત્ર નથી એમ કહેવામાં આવ્યું છે.

ગાંધીજીએ મૌન વહેલું છોડ્યું, જેથી મને રોજની પેઠે બપોરના ત્રણ વાગે મુલાકાત મળી શકે. મેં વાતચીતની શરૂઆત કરતાં કહ્યું: 'હિંદુસ્તાનનો જે મોટામાં મોટો ને અઘરામાં અઘરો સવાલ છે તેનું તો આપણે નામ પણ નથી દીધું.'

'એ શું છે ?' ગાંધીજીએ પૂછ્યું.

મેં કહ્યું: 'હિંદની વસ્તીમાં દર વરસે પચાસ લાખનો વધારો થાય છે. બ્રિટિશોના સરકારી આંકડા બતાવે છે કે હિંદની વસ્તી ૧૯૩૧ માં ૩૩ કરોડ ૮૦ લાખ હતી, તે વધીને ૧૯૪૧ માં ૩૮ કરોડ ૮૦ લાખ થઈ. વધારાનાં પાંચ કરોડ માણસોને માટે અન્ન, વસ્ત્ર ને આશ્રય પૂરાં પાડવાં રહ્યાં. દસ વરસમાં પાંચ કરોડનો વધારો. એનો ઉકેલ આપ શી રીતે લાવવા ધારો છો ?'

ગાંધીજીએ કહ્યું: 'એક જવાબ તો એ હોઈ શકે કે સંતતિ-નિયમનથી. પણ હું સંતતિનિયમનની વિરુદ્ધ છું.'

મેં કહ્યું: 'હું નથી. પણ ગમે તેમ તોયે હિંદ જેવા પછાત દેશમાં સંતતિનિયમન બહુ અસરકારક નહીં નીવડે.'

'તો અમારે થોડાક સારા રોગચાળાની જરૂર છે,' કહી ગાંધીજી હસ્યા.

'અથવા એકાદ સારો આન્તર વિગ્રહ,' મેં ગમગીન અવાજે કહ્યું. ને પછી ઉમેર્યું: 'પણ સોવિયેટ રશિયામાં દુકાળો, રોગચાળા, ને આન્તર વિગ્રહ એ બધું હતું, છતાં તેની વસ્તી ઘણી ઝપાટાબંધ વધ્યે જતી હતી. એટલે બોલશેવિકોએ ૧૯૨૮ માં કેટલાંક આર્થિક પગલાં ભર્યાં.'

ગાંધીજી કહે: 'તમે મારી પાસે પરાણે એમ કબૂલ કરાવવા માગો છો કે અમારે ત્યાં ઝપાટાબંધ મોટા યાંત્રિક ઉદ્યોગો સ્થાપવાની જરૂર પડશે. એવી કબૂલાત હું પરાણે કરું એમ નથી. અમારો પહેલો સવાલ અંગ્રેજી અમલની ધૂંસરી ફગાવી દેવાનો છે. તે પછી, હિંદુસ્તાનને જે જે વસ્તુઓની જરૂર હશે તે બહારના અંકુશો વિના કરવાને અમે મુખત્યાર હઈશું. અંગ્રેજોએ અમને કારખાનાં કાઢવા દેવાનું ને બીજાં કેટલાંક કારખાનાં કાઢવાની મનાઈ કરવાનું યોગ્ય માન્યું છે. ના ! મારે મન તો બ્રિટિશ ધૂંસરીનો અંત એ જ અમારો સર્વોપરી પ્રશ્ન છે.'

મેં જોયું કે એમને આ જ વિષયની વાત કરવી હતી. અસ્પષ્ટ ભવિષ્યને વિષે એમને ઓછો રસ હતો. મેં પૂછ્યું: 'આપની આગામી સવિનય ભંગની હિલચાલને વિષે આપની ચોકસ કલ્પના શી છે? તે કેવું રૂપ લેશે?'

ગાંધીજી કહે: 'ગામડાંમાં ખેડૂતો કર આપવા બંધ કરશે. સરકારી મનાઈ હશે તોપણ તેઓ મીઠું બનાવશે. આ વસ્તુ નાની દેખાય છે; મીઠાવેરામાંથી બ્રિટિશ સરકારને નજીવી રકમ મળે છે. પણ એ આપવાની ના પાડવાથી ખેડૂતોમાં હિંમત આવશે, ને તેઓ એમ વિચાર કરતા થશે કે આપણે સ્વતંત્ર કામ કરી શકીએ છીએ. તેમનું બીજું પગલું જમીન લઈને બેસી જવાનું હશે.'

'હિંસા કરીને?' મેં પૂછ્યું.

'હિંસા કદાચ થાય. પણ કદાચ જમીનદારો સાથ પણ આપે.'

'આપ આશાવાદી છો,' મેં કહ્યું.

ગાંધીજી કહે: 'જમીનદારો નાસી જઈને સાથ આપે.'

નેહરૂ મારી જોડે બેઠા હતા. તે કહે: 'તેઓ કદાચ પોતાના પગ વડે જમીન ખાલસા કરવાના પક્ષમાં મત આપે. તમે તમારા "મૅન ઍન્ડ પૉલીટિક્સ"માં કહ્યું છે ને કે લેનીને કહેલું કે ૧૯૧૭ માં રશિયન સોલજરોએ તેમના પગ વડે શાન્તિના પક્ષમાં મત આપ્યો — તેઓ ખાઈઓમાંથી નાસી ગયા. એ જ પ્રમાણે હિંદી જમીનદારો ગામડાંમાંથી નાસી જઈને પોતાની જમીનો ખાલસા કરવાના પક્ષમાં કદાચ મત આપે.'

'અથવા,' મેં કહ્યું, 'તેઓ સંગઠિત થઈને હિંસા વડે સામનો કરે.'

'પંદરેક દહાડા કદાચ અંધાધૂંધી થાય,' ગાંધીજી કલ્પના ચલાવવા લાગ્યા. 'પણ હું માનું છું એને તો અમે થોડા વખતમાં અંકુશમાં લાવી શકીએ.'

'ત્યારે આપને એમ જ લાગે છે ને કે એ જમીનો વળતર આપ્યા વિના ખાલસા થવી જોઈએ ?' મેં પૂછ્યું.

'બેશક,' ગાંધીજીએ હા પાડતાં કહ્યું. 'જમીનદારોને વળતર આપવા જેટલા પૈસા જ કોઈ કાઢી ન શકે.'

મેં કહ્યું: 'એ તો ગામડાંની વાત થઈ. પણ ગામડાં એટલે આખું હિંદુસ્તાન નથી.'

ગાંધીજી કહે: 'ના. શહેરોમાં કામ કરતા મજૂરો મીલો ને કારખાનાં છોડીને જતા રહેશે. રેલગાડી દોડતી અટકી જશે.'

'સાર્વત્રિક હડતાળ,' મેં મનમાં કહ્યું. પછી મોટેથી કહ્યું: 'અગાઉ આપને ખેડૂતવર્ગમાં ઘણો ટેકો હતો એ હું જાણું છું. પણ આપને શહેરોના મજૂરવર્ગનો ટેકો એટલો મોટો નથી.'

'ખરું,' ગાંધીજીએ સંમતિ દર્શાવી. 'એટલો મોટો નથી. પણ આ વેળા મજૂરો પણ સક્રિય ભાગ લેશે; કેમકે દેશનું અત્યારનું માનસ જેવું મને દેખાય છે તે પરથી મને લાગે છે કે દરેક જણને — હિંદુ, મુસલમાન, હરિજનો, શીખો, મજૂરો, ખેડૂતો, ઉદ્યોગપતિઓ, હિંદી સીવીલ સર્વીસવાળા, અને રાજાઓને પણ — સ્વતંત્રતા જોઈએ છે. રાજાઓ જાણે છે કે દેશમાં નવો પવન વાઈ રહ્યો છે. આજ લગી જેમ ચાલતું આવ્યું તેમ હવે ચાલી શકવાનું નથી. જે યુદ્ધથી બ્રિટિશ ધૂંસરી કાયમની જડાવાની હોય તે યુદ્ધને અમારાથી મદદ ન કરી શકાય. હિંદુસ્તાનમાં લોકશાસન ન હોય ત્યાં જપાન, જર્મની ને ઈટલીમાં લોકશાસન સ્થાપવા માટે અમે શી રીતે લડી શકીએ ? મારે ચીનને બચાવવું છે. ચીનને કશી ઈજા ન થાય એમ હું ઈચ્છું છું. પણ યુદ્ધમાં સાથ આપવા માટે અમે સ્વતંત્ર હોઈએ એ આવશ્યક છે. ગુલામો સ્વતન્ત્રતા માટે લડતા નથી.'

મેં પૂછ્યું: 'આપ એમ માનો છો કે મુસલમાનો આપની સવિનય ભંગની હિલચાલમાં આપને અનુસરશે ?'

ગાંધીજી કહે: ' શરૂઆતમાં કદાચ નહીં અનુસરે. પણ હિલચાલ સફળ થતી જાય છે એમ જોશે ત્યારે તેઓ તેમાં સામેલ થશે. '

' હિલચાલમાં દખલ કરવા કે તેને અટકાવવા માટે મુસલમાનોનો ઉપયોગ નહીં કરવામાં આવે ? '

' બેશક, ' ગાંધીજીએ સંમતિ દર્શાવી; ' તેમના આગેવાનો કદાચ એવો પ્રયત્ન કરે કે સરકાર કદાચ એવો પ્રયત્ન કરે. પણ કરોડો મુસલમાનો આઝાદીની વિરુદ્ધ નથી; ને તેથી એ આઝાદી મેળવવાનાં અમારાં પગલાંનો વિરોધ તેઓ કરે એ બનવાજોગ નથી. હિંદની આઝાદી મેળવવાનું મહાસભાનું જે એકમાત્ર સર્વોપરી ધ્યેય છે તેના પ્રત્યે મુસ્લીમ આમવર્ગને હમદર્દી છે. એ નક્કર ખડક પર હિંદુ–મુસ્લીમ ઐક્યની ઈમારત બાંધી શકાય એમ છે. '

અમારી વાતચીતને ફરી પાછી વધારાની વસ્તીના પ્રશ્ન પર લાવવાનો એક છેલ્લો પ્રયત્ન મેં કરી જોયો. હું ગાંધીજીની પાસે એટલું જ કહેવડાવી શકયો કે ' મોટા પાયા પર ચાલતા યાન્ત્રિક ઉદ્યોગો સ્થાપવા હોય તો બેશક એ ક્રિયામાં રાજ્યે આગેવાની કરવી પડશે. '

સાંજે હું મહાદેવ દેસાઈની કુટીરે ગયો, ને તેઓ કાંતતા હતા તે જોઈ રહ્યો. તેઓ ગાંધીજીના અંગ્રેજી સાપ્તાહિક 'હરિજન'ના તન્ત્રી છે, ને તેમણે ગાંધીજીની ' આત્મકથા 'નો અંગ્રેજી અનુવાદ કરેલો છે. તેમની પાસેથી મેં જાણ્યું કે તેમણે પચીસ વરસની ઉંમરે વકીલાત છોડેલી, ને ત્યારથી, એટલે કે ગયાં પચીસ વરસથી, ગાંધીજીના નિકટના સહવાસમાં રહેલા છે. તેમણે મને કહ્યું: ' ૧૯૩૯ થી ગાંધીજીએ પરદેશીઓ જોડે જે વાતચીતો કરી છે તેમાં તમારી સાથેની વાતચીત સૌથી અગત્યની છે. ' ગાંધીજી જે કંઈ કહે છે તે બધાની પૂરેપૂરી નોંધ તેઓ રાખે છે, ને તેમણે મારી વાતચીતોની પણ નોંધ લીધેલી છે. અમે ભોંય પર બેઠા હતા, એટલે હું સમજી શકયો કે કાંતવામાં થતી હાલચાલથી શરીરને કેટલી શાન્તિ ને વિશ્રાન્તિ મળતી હશે.

મેં દેસાઈને કહ્યું: 'આટલા દિવસથી હું ગાંધીજીનું કહેવું ધ્યાન દઈને સાંભળું છું. દરેક મુલાકાત પછી એમના શબ્દો નોંધી લઉં છું. પછી તે ફરીવાર વાંચું છું, તેને વિષે વિચાર કરું છું, ને ગાંધીજીના આટલા મોટા પ્રભાવનું મૂળ શું છે તેનો તાગ કાઢવાનો પ્રયત્ન કરું છું. હું એવા કામચલાઉ નિર્ણય પર આવ્યો છું કે એ પ્રભાવનું મુખ્ય કારણ તે ગાંધીજીની ધગશ છે.'

'બરાબર છે,' દેસાઈએ કહ્યું.

'આ ધગશનું મૂળ શું છે?' મેં પૂછ્યું.

દેસાઈ કહે: 'દેહના જે વિષયો છે તેને વિશુદ્ધ કરી ઉચ્ચતર શ્રેણીએ ચડાવવાથી આ ધગશ ઉત્પન્ન થઈ છે.'

'વિષય એટલે શું? કામ?'

'કામ, ક્રોધ, ને અંગત મહત્ત્વાકાંક્ષા. ગાંધીજી કબૂલ કરી શકે છે કે પોતે ભૂલ કરી છે. તેઓ પોતાને સજા કરે છે, ને બીજાઓની ભૂલોનો દોષ પોતાને માથે લઈ લે છે. દાખલા તરીકે સત્યાગ્રહની હિલચાલે હિંસક રૂપ ધારણ કર્યું ત્યારે તેમણે એ બંધ કરી હતી. ગાંધીજી પોતાના સંપૂર્ણ અંકુશ નીચે છે. એને લીધે એમના અંતરમાં પ્રચંડ કાર્યશક્તિ ને ધગશ ઉત્પન્ન થાય છે.'

મને લાગે છે કે આ હિંદીઓ પાશ્ચમવાસીઓના કરતાં ઘણા વધારે પ્રામાણિક છે. તેઓ પોતાને વિષે વધારે પ્રામાણિકતાથી વાત કરે છે. તેઓ પોતાનાં કાર્યો ને મનોભાવોનું પૃથક્કરણ વધારે કરે છે, ને પોતાની ટીકા પણ વધારે કરે છે.

## જૂન ૯, ૧૯૪૨

મેં આવતી કાલે અહીંથી હૈદરાબાદ જવાનો નિશ્ચય કર્યો છે. હૈદરાબાદ એ નિઝામની રાજધાની છે. નિઝામ દુનિયામાં સૌથી શ્રીમંત

માણસ છે, ને અંગ્રેજોની મદદથી આશરે એક કરોડ સાઠ લાખ માણસો પર રાજ્ય કરે છે. હું હજુ ઘણા વધારે દિવસ અહીં રહી શકત; ને કાલે ગાંધીજીએ મને વધારે રહેવાનું કહ્યું પણ ખરું. પણ હું સેવાગ્રામ બે ત્રણ દિવસ રહેવાના ઇરાદાથી જ આવ્યો હતો; ને હવે મારે અહીંથી પ્રયાણ કરવું જ જોઈએ. સવારે સાડાપાંચ સુધીમાં મેં હજામત ને નાસ્તો આટોપી લીધાં, ને ગાંધીજી કેરીનો રસ ખાતા હતા ત્યાં ગયો. ગાંધીજી કહે: 'એક વખત બંગાળમાં હું ઘણું સખત કામ કરતો હતો ત્યારે માત્ર કેરી પર જ રહેલો.'

મેં કહ્યું: 'કોઈ અંગ્રેજ કે અમેરિકન ઘણું સખત કામ કરતો હોત તો માત્ર ગોમાંસ પર રહ્યો હોત.'

ગાંધીજી કહે: 'એ જ ફરક છે ને. અંગ્રેજોનાં શાકમાં પણ કશી વિવિધતા હોતી નથી. હંમેશાં બટાટા ને કોબીજ હોય છે.'

અમે વાત કરતા હતા તે દરમ્યાન કનુ ગાંધીએ અમારા ફોટા લીધા.

અમે ફરવા નીકળ્યા એટલે મેં કહ્યું: 'આપના કામ વિષે ને જગતને વિષે આપને એટલી તટસ્થતાથી વાત કરતા મેં જોયા છે કે આપને પોતાને વિષે એવી જ તટસ્થવૃત્તિ ધારણ કરવાનું આપને કહેવાનું મને મન થાય છે. આ અંગત સવાલ નથી પણ રાજકીય સવાલ છે: આટલા બધા લોકો પર આપનો જે પ્રભાવ પડે છે તેનું કારણ આપ શું માનો છો?'

ગાંધીજી કહે: 'તમે કેવા ભાવથી આ સવાલ પૂછો છો એ હું જોઈ શકું છું. મારા પ્રભાવનું કારણ, મારા માનવા પ્રમાણે, એ છે કે હું સત્યની આરાધના કરું છું. એ મારું ધ્યેય છે.'

મેં કહ્યું: 'હું સત્યની શક્તિની કિંમત ઓછી આંકું છું એમ નથી. પણ આ ખુલાસો મને અધૂરો લાગે છે. હિટલર જેવા નેતાઓએ જૂઠું બોલીને સત્તા મેળવી છે. એનો અર્થ એવો નથી કે સત્ય કહેવાથી

આપનો પ્રભાવ ન જામે. પણ એકલું સત્ય આ દેશમાં કે બીજે બીજાઓને હંમેશાં કામમાં આવ્યું નથી. આપની પાસે સત્તાનો ઠાઠ નથી, રાજસત્તા નથી, પોલીસ નથી, દબદબો નથી, કે સાવ કડીતોડ એવી સંસ્થા પણ નથી — કેમકે હું જોઉં છું કે મહાસભા એ કોઈ પણ અર્થમાં નિયમનવાળી, ને સખત બંધનોવાળી સંસ્થા નથી —; છતાં આપ આટલાં બધાં કરોડો માણસો પર પ્રભાવ કેમ પાડી શકો છો; ને તેમની પાસે તેમનાં સુખચેનનો, સમયનો, ને જિંદગીનો પણ ભોગ કેવી રીતે અપાવી શકો છો ?'

ગાંધીજી કહે: 'સત્ય એ કેવળ શાબ્દિક વસ્તુ નથી. સત્યને ખરેખર જીવનમાં આચરવાનું હોય છે.' તેઓ થોભ્યા, ને મને લાગ્યું કે તેઓ જે સાદું જીવન ગાળે છે તેનો વિચાર હું કરું એવી તેમની ઇચ્છા હતી. તેમણે કહ્યું: 'ખરી વાત છે. મારી પાસે ઝાઝી સામગ્રી નથી. મારી કેળવણી ભારે નથી. હું ઘણું વાંચતો નથી.' કહી તેઓ થોભ્યા.

મેં કહ્યું: 'એમ નથી કે આપ જ્યારે સ્વરાજની હિમાયત કરો છો ત્યારે આપ ઘણા હિંદીઓની હૃદયતંત્રીના તારને જગવો છો ? ગાયક પોતાના શ્રોતાઓનાં મનને કંઈક કરે છે. આપ એવો સૂર કાઢો છો જે સાંભળવાને હિંદીઓ તલપાપડ થઈ રહ્યા હોય છે. મેં જોયું છે કે લોકોએ જે સૂર સૌથી વધારે વેળા સાંભળ્યા હોય ને જે તેમને ગમ્યા હોય તેને તેઓ સૌથી વધારે ગડગડાટથી વધાવી લે છે. ભાષણ સાંભળનાર શ્રોતાવર્ગ તેને જે વિચારો ગમતા હોય તે સાંભળીને તાળીઓના ગડગડાટ કરે છે. આપના લોકો આપની પાસે જે કહેવડાવવા ને કરાવવા માગે છે તે આપ કહો છો ને કરો છો, એ કારણ હશે ખરું ?'

ગાંધીજી કહે: 'હા, સંભવ છે એમ હોય. હું અંગ્રેજો પ્રત્યે વફાદાર હતો, ને પછી બળવાખોર બન્યો. ૧૮૯૬ સુધી હું વફાદાર હતો.'

'૧૯૧૪ ને ૧૯૧૮ની વચ્ચે પણ આપ રાજસત્તાને વફાદાર નહોતા ?'

ગાંધીજી કહે: 'હા, એક રીતે હતો, પણ ખરેખર નહીં. ૧૯૧૮ સુધીમાં તો હું કહી ચૂકેલો કે હિંદમાં બ્રિટિશ અમલ એ પરદેશી અમલ છે, ને તેનો અન્ત આવવો જોઈએ.' અમે ચાલતા હતા એટલે તેઓ થોડી વાર કંઈ બોલ્યા નહીં. છેવટે કહે: 'અંગ્રેજોએ અહીંથી જવું જોઈએ એમ કહેવાનો નિશ્ચય મેં કેવી રીતે કર્યો તે કહું. ૧૯૧૬ ની વાત છે. હું લખનૌની મહાસભામાં હાજરી આપવા ગયેલો. ત્યાં એક ખેડૂત મારી પાસે આવ્યો. તે હિંદુસ્તાનના બીજા કોઈ પણ ખેડૂતના જેવો રાંક ને સુકલકડી દેખાતો હતો. તેણે કહ્યું: "મારું નામ રાજકુમાર શુકલ છે. હું ચંપારણનો છું. આપ મારા જિલ્લામાં આવો એવી વિનંતી કરવાને હું આવ્યો છું." તેના જેવા બીજા ખેડૂતોની હાડમારીનું વર્ણન તેણે કર્યું, ને મને પોતાની સાથે ચંપારણ આવવા વીનવ્યો. ચંપારણ લખનૌથી સેંકડો માઈલ દૂર છે. તેણે એટલા આગ્રહપૂર્વક ને એટલી નરમાશથી વિનંતી કરી કે મેં હા પાડી. પણ એણે તો મારી પાસે ચોકસ તારીખ માગી. એ હું આપી શકું એમ નહોતું. કેટલાંક અઠવાડિયાં સુધી રાજકુમાર શુકલે મારો પીછો પકડ્યો, ને હું હિંદુસ્તાનમાં જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં તે મારી પાછળ ભમ્યો. હું જ્યાં ઊતરું ત્યાં જ તે પણ રહે. છેવટે, ૧૯૧૭ ની શરૂઆતમાં, મારે કલકત્તા જવાનું થયું. ત્યાં પણ રાજકુમાર મારી પાછળ આવ્યો, ને છેવટે તેણે મને સમજાવીને મારી પાસે કલકત્તાથી ચંપારણની ગાડી લેવડાવી. ચંપારણ જિલ્લામાં ગળીનું વાવેતર થાય છે. મેં નિશ્ચય કર્યો કે હું હજારો ખેડૂતો સાથે વાતો કરીશ; પણ, સવાલની બીજી બાજુ સમજવા માટે, હું એ ગાળાના બ્રિટિશ કમિશનરને પણ મળીશ. હું કમિશનરને મળ્યો એટલે તેણે મને ધમકાવ્યો, ને મને તત્કાળ ચાલ્યા જવાની સલાહ આપી. મેં એની સલાહ માની નહીં, ને હું હાથી પર બેસી એક

ગામડે પહોંચ્યો. એક પોલીસ હલકારો અમારી પાછળ પાછળ આવ્યો, ને અમારા પર ચંપારણ છોડી જવાની નોટીસ બજાવી. હું જે ઘેર ઊતર્યો હતો ત્યાં પોલીસ મને લઈ જવા માગતો હતો, એટલે હું તેની સાથે ગયો; ને પછી મેં સવિનય ભંગ કરવાનો નિશ્ચય કર્યો. મેં જણાવ્યું કે "હું આ જિલ્લો છોડીને જવાનો નથી." ઘરની આસપાસ મોટાં ટોળાં ભેગાં થયાં. ટોળાંને વ્યવસ્થિત રાખવામાં મેં પોલીસને સાથ આપ્યો. મારી ને પોલીસની વચ્ચે એક જાતનો મિત્રાચારીનો સંબન્ધ બંધાયો. ચંપારણમાંનો એ દિવસ મારી જિંદગીમાં સુવર્ણાક્ષરે અંકાઈ ગયો. મારા પર કેસ ચલાવવામાં આવ્યો. સરકારી વકીલે મૅજિસ્ટ્રેટને કેસ મુલતવી રાખવાની વિનંતી કરી, પણ મેં એમને કેસ ચલાવવાનું કહ્યું. મારે જાહેર રીતે જણાવવું હતું કે મેં ચંપારણ છોડીને જવાનો હુકમ માનવાની ના પાડી છે. મેં મૅજિસ્ટ્રેટને કહ્યું: "હું સ્થાનિક પરિસ્થિતિ વિષે માહિતી ભેગી કરવાને આવ્યો છું. અને તેથી મારે બ્રિટિશ કાયદાનો અનાદર કરવો રહ્યો છે, કેમકે હું એક ઉચ્ચતર કાયદાને — મારા અંતરાત્માના અવાજને — માન આપીને વર્તી રહ્યો છું." એ અંગ્રેજી અમલ સામેના સવિનય ભંગનો મારો પહેલવહેલો પ્રસંગ હતો. મારી ઈચ્છા એવો સિદ્ધાન્ત પ્રસ્થાપિત કરવાની હતી કે મારા દેશના કોઈ પણ ભાગમાં હું શાન્તિમય પ્રવૃત્તિને સારુ ગયો હોઉં ત્યાંથી મને ચાલ્યા જવાનું કહેવાનો કોઈ પણ અંગ્રેજને હક નથી. મેં ગુનો કર્યાની કબૂલાત કરેલી તે ખેંચી લેવાને સરકારે મને ફરીફરીને વીનવ્યો. છેવટે મૅજિસ્ટ્રેટે કેસ બંધ કર્યો. સવિનય ભંગની જીત થઈ. એ સાધન વડે હિંદુસ્તાનને સ્વતંત્ર બનાવી શકાશે એવી આશા બંધાઈ.'

મેં કહ્યું: 'હિંદુસ્તાનમાં આપનું જે સ્થાન છે તેનું આ પણ એક બીજું કારણ કદાચ હોય,' મેં કહ્યું.

ગાંધીજી કહે: 'મેં કરી એ વસ્તુ સાવ મામૂલી હતી. મેં જાહેર કર્યું કે અંગ્રેજો મને મારા પોતાના દેશમાં છૂટથી ફરતો અટકાવી ન શકે.'

મેં કહ્યું: ‘ એ વસ્તુ મામૂલી હતી એ ખરું, પણ આપે એ પહેલવહેલી કરી બતાવી. એ તો કોલંબસ અને ઈંડાના જેવી વાત થઈ. ’

‘ એ શી વાત છે? ’ ગાંધીજીએ પૂછ્યું.

મેં કહ્યું: ‘ આપે કોલંબસ અને ઈંડાની વાત કદી સાંભળી નથી? ’

‘ ના, ’ તેમણે કબૂલ કર્યું. ‘ કહો જોઈએ. ’

મેં વાત કહી. તેઓ હસ્યા, ને કહેવા લાગ્યા: ‘ બરાબર છે. મારા પોતાના દેશમાં મને શાન્તિપૂર્વક ગમે ત્યાં જવાનો હક છે, એમ કહેવું એ સાવ મામૂલી વાત હતી. પણ એ વાત કોઈએ તે પહેલાં કહી નહોતી. ’

આટલામાં અમે ગાંધીજીની કુટીરે પાછા આવ્યા હતા.

ત્રણ વાગે હું મારી નિયમિત મુલાકાત માટે આવ્યો. ગાંધીજી નેહરૂ સાથે કલાકથી વાતો કરતા હતા, એટલે તેમણે દસ મિનિટની મહેતલ માગી લીધી. તેમને પાયખાને જવાનું હતું. પાછા આવીને તેઓ ગાદી પર સૂઈ ગયા. એક મન્ત્રીએ તેમને ટપાલમાં આવેલો એક કાગળ આપ્યો. ગાંધીજીએ તે લીધો, ને વાંચતાં વાંચતાં સહેજ હસવા લાગ્યા. પછી બે પાનાં ફેરવ્યાં, એટલે મેં ગાયનના લખાણનો એક ગડી વાળેલો કાગળ જોયો. ખુરશેદબહેન ઓરડામાં હતાં, તેમના તરફ ફરીને કહે: ‘ લો, આ મને ગાઈ સંભળાવો. ’ ખુરશેદબહેને ગગણતે સૂરે થોડીક કડીઓ વાંચી. પછી મેં કાગળ ને ગાયન માગી લીધાં. તેમણે તે મને આપ્યાં, ને હું તે મારી સાથે અમેરિકા લઈ આવ્યો. કાગળ પર લખનારનું સરનામું ને તારીખ આ પ્રમાણે હતાં: ‘ યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા, હૉલીવૂડ, કેલીફોર્નિયા, ૧૫૩૫ નૉર્થ હોબાર્ટ બુલેવાર, માર્ચ ૧૦, ૧૯૪૨. ’ કાગળ પર સરનામું આ પ્રમાણે હતું: ‘ મહાત્મા ગાંધી, ઇંડિયન નેશનલ કૉંગ્રેસ, ઇંડિયા, ’ ને કાગળ પર મૉરીસ મેનીકની સહી હતી. કાગળ આ પ્રમાણે હતો: ‘ વહાલા મહાત્મા ગાંધી, હું લોકશાસનની ભાવનાથી આ ગાયન આપને મોકલું છું, ને આશા રાખું

છું કે આપ એવી જ ભાવનાથી એનો સ્વીકાર કરશો. હું ઘણા વખતથી આપનો પ્રશંસક છું. લિ. સ્નેહાધીન —. ગાયનનું મથાળું હતું : ‘ ચાલો ધરી રાજ્યોને હરાવીએ, ’ ને તે ‘ જનરલ મેકઆર્થર ને તેમના સૈન્ય ’ ને અર્પણ કરેલું હતું.

હસાહસ શાન્ત પડી એટલે ગાંધીજી મારા તરફ ફરીને કહે : ‘ હવે ચલાવો તમારો ગોળીબાર. ’

‘ એ તો હિંસા થાય, ગાંધીજી, ’ મેં કહ્યું.

‘ તમને હિંસા સામે કશો વાંધો છે ખરો ? ’ એમણે પૂછ્યું.

‘ પણ હું હિંસાની તરફેણમાં છું કે વિરુદ્ધમાં એ વિષે આપે મારી પાસેથી એક બોલ પણ સાંભળ્યો નથી, ’ મેં કહ્યું.

‘ તમારે મને કહેવાની જરૂર નથી, ’ એમણે હસતાં હસતાં કહ્યું. ‘ હું તમને જોઈને જ સમજી શકું છું. ’

મેં પૂછ્યું : ‘ આપની સવિનય ભંગની લડતમાં, જેમ અગાઉ કેટલીકવાર થયેલી તેમ, હિંસા થવા પામે, તો આપ લડત બંધ કરશો ? આપે અગાઉ એ પ્રમાણે કર્યું છે.

ગાંધીજી કહે : ‘ ગમે તેવા સંજોગો ઊભા થાય તોપણ હું લડત બંધ નહીં કરું, એમ મારી અત્યારની વૃત્તિ જોતાં કહેવું ખોટું ગણાશે. પણ ભૂતકાળમાં મેં વધારેપડતી સાવચેતી રાખેલી. એમ કરવું મારી તાલીમને માટે ને મારા સાથીઓની તાલીમને માટે જરૂરનું હતું. પણ મેં ભૂતકાળમાં કરેલું તેમ હવે ન કરું. ’

મેં કહ્યું : ‘ હું થોડા જ વખતમાં આપનું ગામ છોડીને જવાનો છું, એટલે આપના વિચારો હું બરાબર સમજ્યો છું એવી મારા મનની ખાતરી કરી લેવા માગું છું. આપને જે જોઈએ છે, ને બ્રિટિશ સત્તાધીશો જે આપવા તૈયાર છે, એ બેની વચ્ચે કંઈ માંડવાળ થવાનો સંભવ ખરો ? કંઈક સુધારેલી એવી ક્રિપ્સ યોજનાને આપ સ્વીકારવા લાયક ગણો ખરા ? ’

ગાંધીજી કહે: 'ના, ક્રિપ્સ યોજનાને મળતું આવે એવું કશું જ નહીં ચાલે. તેઓ પૂરેપૂરા, ને પાછા આવવાપણું ન રહે એવી રીતે, જાય એમ હું ઇચ્છું છું. હું સ્વભાવે જ માંડવાળ કરનાર માણસ છું, કેમકે હું જ ખરો છું એવી મારી પાકી ખાતરી કદી હોતી નથી. પણ અંગ્રેજોનું અહીંથી ખસી જવું અને ન ખસી જવું એ બેની વચ્ચે માંડવાળને અવકાશ જ નથી. બેશક સહુ અંગ્રેજ વ્યક્તિઓએ અહીંથી ચાલ્યા જવું એવી મારી માગણી નથી. પણ રાજકીય સત્તા બ્રિટિશ લોકોના હાથમાંથી હિંદી લોકોના હાથમાં સોંપાય, એવો આગ્રહ તો હું રાખવાનો જ.'

મેં પૂછ્યું: 'મુદતના સવાલનું શું? આપ સવિનય ભંગની લડત શરૂ કરો, અને જો અંગ્રેજો નમતું આપે, તો રાજકીય સત્તા તરત જ સોંપી દેવાપણું રહેશે?'

ગાંધીજી કહે: 'અંગ્રેજોને બે દિવસમાં કે બે અઠવાડિયાંમાં એ સુપરત નહીં કરવી પડે. પણ તેમણે રાજકીય સત્તા પૂરેપૂરી, ને પાછી કદી લેવાની નથી એમ સમજીને, સોંપી દેવી પડશે.'

મેં પૂછ્યું: 'ધારો કે અંગ્રેજો કહે કે "અમે યુદ્ધ પછી પૂરેપૂરા ખસી જઈશું," તો?'

ગાંધીજી કહે: 'ના. તો તો મારી દરખાસ્તની કિંમત ઘણી ઓછી થઈ જાય. હું ઇચ્છું છું કે તેઓ હમણાં જ જાય, જેથી હું ચીન અને રશિયાને મદદ કરી શકું.' આજે તો હું તેમના પક્ષમાં મારો પૂરેપૂરો ફાળો આપી શકતો નથી. મારા પરગજુપણાને લીધે મેં અંગ્રેજોની આગળ આ દરખાસ્ત રજૂ કરી છે. હાલ તુરત તો હિંદુસ્તાન મારી નજર આગળથી અદૃશ્ય થઈ ગયું છે. મેં કેવળ હિંદની ખાતર તો સ્વતંત્રતા કદી ઇચ્છી નહોતી. કૂવામાંના દેડકાનો ભાગ ભજવવાનો ઇરાદો મેં કદી રાખ્યો નથી.'

મેં કહ્યું: 'આપને આવી લાગણી પહેલાં ઊપજેલી નથી, ગાંધીજી.'

તેઓ કહે: 'એ આખી કલ્પના મારા અંતરમાં ખીલી રહી છે. અંગ્રેજોને જવાનું કહેવાનો મૂળ વિચાર મને એકાએક, ઝબકારાની પેઠે, આવેલો. ક્રિપ્સના ફારસમાંથી એ વિચારની ઉત્પત્તિ થઈ. એ ગયા પણ નહીં હોય ત્યાં તો એ વિચાર મારા મનનો કબજો કરી બેઠો.'

મેં પૂછ્યું: 'આપને ચોકસ આ વિચાર ક્યારે આવ્યો?'

'ક્રિપ્સના ગયા પછી થોડા જ વખતમાં. હૉરેસ ઍલેક્ઝાંડરે [હિંદના એક અંગ્રેજ મિત્ર] મને કાગળ લખેલો તેના જવાબમાં મેં એમને કાગળ લખ્યો. તે પછી આ વિચારે મારા મનને ઘેરી લીધું. પછી એનો પ્રચાર શરૂ થયો. પાછળથી મેં એક ઠરાવ ઘડ્યો. મારી પહેલી લાગણી એ હતી કે ક્રિપ્સની નિષ્ફળતાનો કંઈક જવાબ અમારે વાળવો જોઈએ. ક્રિપ્સની મુલાકાતમાં એક પણ ઊજળું અંગ ન હોય તો કેવી આસુરી વાત કહેવાય? ધારો કે હું અંગ્રેજોને જવાનું કહું. અમારાં મનમાં જે ઠીકઠીક ઊંચી આશા હતી તે ધૂળમાં મળી ગઈ તેમાંથી આ વિચારનો જન્મ થયો. જવાહરલાલ અને બીજાઓ પાસેથી અમે ક્રિપ્સને વિષે સારી સારી વાતો સાંભળી હતી. છતાં એમની આખી મુલાકાત સાવ નિષ્ફળ નીવડી. મેં મારા મનને પૂછ્યું કે આ પરિસ્થિતિનો ઇલાજ કેવી રીતે કરવો? અંગ્રેજોની હાજરી અમારો માર્ગ રોકે છે. મારા સોમવારના મૌન દરમ્યાન આ વિચાર મારા મનમાં જન્મ્યો. એ મૌનમાંથી એટલા બધા વિચારો ઉત્પન્ન થયા કે હું મૌનમાં ગરકાવ થઈ ગયો; મારું મન પણ એ વિચારોમાં ગરકાવ થઈ ગયું; ને મને થયું કે મારે રશિયા, ચીન ને હિંદને માટે કંઈક કર્યે જ છૂટકો છે. ચીનને માટે મારું હૃદય દ્રવે છે. ચાંગ કાઈ શેક ને તેમનાં આકર્ષક પત્ની સાથે ગાળેલા પાંચ કલાક હું ભૂલી શકું એમ નથી. કંઈ નહીં તો એકલા ચીનને ખાતર પણ મારે આ કરવું જોઈએ. જગતના દુઃખ વિષેના વિચારો મારા મનમાં રમી રહ્યા છે.'

'આ વસ્તુ યુદ્ધ પૂરું થતા સુધી કેમ રાહ જોઈ ન શકે?' મેં પૂછ્યું.

'એટલા માટે કે મારે હમણાં જ કંઈક કરવું છે, ને યુદ્ધ અહીં ચાલે છે તે દરમ્યાન જ ઉપયોગી થવું છે,' ગાંધીજીએ કહ્યું.

'આ લડત ચલાવવા માટે આપની પાસે કોઈ સંગઠિત સંસ્થા છે?' મેં પૂછ્યું.

ગાંધીજી કહે: 'સંસ્થા તે મહાસભા. પણ એ મને સાથ ન આપે, તો મારી પાસે મારી પોતાની સંસ્થા છે — હું પોતે. આજે એક વિચારે મારા દેહમાં સંચાર કર્યો છે, ને તે મારા મનનો કબજો લઈને બેઠો છે. એવા માણસને સંસ્થા ન મળે, તો તે પોતે જ સંસ્થારૂપ બની જાય છે.'

'દેશના અત્યારના માનસ વિષે આપને પૂરતો વિશ્વાસ છે? દેશ આપને અનુસરશે? આ સવિનય ભંગની લડતમાં લોકોને કદાચ ભારે આપભોગ આપવા પડે. કોઈએ આપના આ વિચારનો વિરોધ કર્યો છે ખરો?'

ગાંધીજી કહે: 'આજે રાજાજીનો કાગળ મારા પર આવ્યો છે. તેઓ એકલા જ વિરોધમાં છે. એમના વિચારો હું જાણું છું. પણ તેઓ પાકિસ્તાનનો નાશ કરવા માટે મુસ્લીમ લીગની સાથે કામ કરવા માગે છે, તેમાં મુસ્લીમ લીગ તેમને સાથ આપે એવી અપેક્ષા તેઓ કેવી રીતે રાખતા હશે?'

'આપ એમ માનો છો કે ઝીણા પાકિસ્તાન લેવાનો પાકો નિશ્ચય કરીને બેઠા છે? એમને મન કદાચ એ સાટાનું સાધન પણ હોય; અને હિંદુ-મુસ્લીમ સહકાર સધાય તો તેઓ એ વાત છોડી પણ દે.'

ગાંધીજી કહે: 'મેં તમને પહેલાં કહ્યું છે તેમ, તેઓ એ વાત ત્યારે જ છોડી દેશે જ્યારે અંગ્રેજો ચાલ્યા ગયા હશે ને કોઈની સાથે સાટું કરવાપણું નહીં રહ્યું હોય.'

મેં કહ્યું: 'એટલે આપ લડત ક્યારે શરૂ કરશો એ અંગ્રેજોને અગાઉથી કહેવાનો આપનો ઇરાદો છે, એમ ને?'

'હા.'

'આપ એમને ઘણો વખત અગાઉથી એ વાત ન કહી દો તો સારું,' કહી હું હસ્યો.

'એ તમારી શિખામણ છે?' કહી તેઓ હસ્યા.

મેં કહ્યું: 'ના.'

ગાંધીજીએ કહ્યું: 'એમને વેળાસર ખબર પડશે જ.'

મેં કહ્યું: 'આપ જો આ વસ્તુને ઐતિહાસિક દૃષ્ટિએ જુઓ, તો આપ એક અવનવી ને અજબ વસ્તુ કરી રહ્યા છો — આપ એક સામ્રાજ્યના અન્તને માટે હુકમ આપી રહ્યા છો.'

ગાંધીજી કહે: 'એ તો એક બાળક પણ કરી શકે. હું લોકોની જન્મસિદ્ધ વૃત્તિને ઉદ્દેશીને બોલીશ. સંભવ છે હું તેમને જાગૃત કરી શકું.'

મેં કહ્યું: 'આખા જગત પર એની શી અસર પડવાનો સંભવ છે તેનો વિચાર કરી જોઈએ. ખુદ આપના મિત્રો — ચીન અને રશિયા — જ કદાચ આપને આ સવિનય ભંગની લડત શરૂ ન કરવાની વિનંતી કરે.'

'કરવા દો એમને વિનંતી. સંભવ છે હું એમનું કહેવું માનીને રોકાઈ પણ જાઉં. પણ હું મારી વિનંતી. વેળાસર એમને પહોંચાડી શકું તો સંભવ છે કે તેમના મત મારા પક્ષમાં વાળી શકું. તમે અહીંના સત્તાધીશ લોકોને મળીને વાત કરી શકો એમ હો, તો તેમને આ વાત કહેજો. તમે બહુ સારા શ્રોતા છો. તમારામાં કૂડકપટ નથી. આ વસ્તુ તમે એ સત્તાધીશો જોડે ચર્ચજો. મારી દરખાસ્તમાં કંઈ દોષો હોય તો તેઓ મને તે બતાવે.'

મેં પૂછ્યું: 'આપે જે વાત કહી તે વાઇસરૉયને કહેવાની આપની પરવાનગી મને છે?'

'હા, તમને મારી પરવાનગી છે,' ગાંધીજીએ દૃઢતાથી કહ્યું. 'તેઓ મારી સાથે વાત કરે; સંભવ છે મારો મત બદલાય. હું સમજુ માણસ છું.

જેનાથી ચીનને હાનિ થાય એવું કંઈ પણ પગલું ભરવાની મારી ઇચ્છા નથી.'

'અથવા અમેરિકાને ?' મેં પૂછ્યું.

'અમેરિકાને હાનિ થાય તો સહુને હાનિ થાય,' એમણે કહ્યું.

'આપના આ વલણની ખબર પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટને પહોંચે એમ આપ ઇચ્છો ખરા ?'

તેમણે કહ્યું: 'હા. હું કોઈને વિનંતી કરવા ઇચ્છતો નથી. પણ હું એટલું તો ઇચ્છું છું કે મિ. રૂઝવેલ્ટ મારી યોજનાઓ, મારા વિચારો, ને માંડવાળ કરવાની મારી તત્પરતા જાણે. તમારા પ્રમુખને કહેજો કે કોઈ મને સમજાવીને રોકે એમ હું ઇચ્છું છું.'

'આપ લડત શરૂ કરો ત્યારે તેની સામે કડક પગલાં લેવાશે એમ આપ માનો છો ?' મેં પૂછ્યું.

ગાંધીજી કહે: 'હા. એ પગલાં કોઈ પણ દિવસે લેવાશે એમ હું માનું છું. હું તૈયાર છું. હું જાણું છું કદાચ મને ગિરફતાર કરવામાં આવે. હું તૈયાર બેઠો છું.'

ગાંધીજીના મન્ત્રી મહાદેવ દેસાઈ આજે પાછલે પહોરે મને મળવા આવ્યા; ને ગાંધીજીની આત્મકથાની એક નકલ લાવ્યા હતા તે મને આપી. તેમણે કહ્યું: 'તમે અહીંથી ગયા પછી શું કરી શકો એ વિષે ગાંધીજીએ મને વાત કરી છે. ગાંધીજી ને હું બંને માનીએ છીએ કે ગાંધીજીની સાથે તમારે જે વાતચીતો થઈ તેમાંનો કોઈ પણ ભાગ રૂઝવેલ્ટને તથા વાઈસરૉયને પહોંચાડવાની તમને છૂટ છે.' દેસાઈએ એમ કહ્યું કે 'ગાંધીજી વાઈસરૉય સાથે અત્યારના મામલાની ચર્ચા કરવા ઇચ્છે છે.'

આજે બપોરે જમતી વખતે ગાંધીજીએ મને કહ્યું: 'તમે અહીંથી જશો ત્યારે બે વસ્તુ બનશે. એક તો ખુરશેદબહેનને તમારા વિના સૂનું લાગશે, કેમકે પછી એમને કોઈની સંભાળ લેવાની નહીં રહે. અને

રોજ બપોરે તમારે માટે જે કલાક રાખેલો છે તે વખતે તમારી ગેર-હાજરી મને સાલશે.' મેં ગાંધીજીને કહ્યું: 'મને અહીં લાંબો વખત રહેવાનું ગમત. અને સંભવ છે કે સવિનય ભંગની લડત શરૂ કરવાના આપના નિર્ણય વિષે ચર્ચા કરવા મહાસભાની કાર્યવાહક સમિતિ અહીં મળે ત્યારે હું પાછો અહીં આવું.' ગાંધીજીએ મને ખબર આપી કે 'સમિતિ અઠવાડિયામાં મળશે. પણ તમારી જ્યારે મરજી થાય ત્યારે પાછા આવજો.' પછી પૂછે: 'તમને સેવાગ્રામમાં સારી ઊંઘ આવી ખરી?' મેં કહ્યું: 'મને જેવી ઊંઘ અહીં આવી તેવી વરસોથી આવી નહોતી.'

ગાંધીજી કહે: 'આકાશ નીચે ખુલ્લામાં સૂવું સારું છે. એ સારામાં સારી વસ્તુ છે. પણ મને લાગે છે રશિયામાં એવી રીતે સૂવું અશક્ય હશે.' મેં એમને કહ્યું કે રશિયાના કેટલાક ભાગમાં તો બહુ ગરમી હોય છે.'

'એમ કે?' ગાંધીજીએ આશ્ચર્યથી પૂછ્યું. 'હું તો માનતો હતો કે રશિયામાં હંમેશાં ટાઢ જ પડતી હશે.'

હું અતિથિગૃહમાં ખુરશેદબહેન અને નેહરૂની સાથે બેઠો. બંને જણ ઘણીવાર હિંદની જેલોમાં જઈ આવ્યાં હતાં. મેં એમની પાસે જેલજીવન વિષે વાતો કઢાવી. એમણે કહ્યું: 'મોટા આગેવાનોને સારી સવડ મળે છે. ગાંધીજીની સાથે હંમેશાં સારું વર્તન રખાય છે, ને તેમને જે ખોરાક જોઈએ તે મળી શકે છે. વળી જેલ બહારના લોકો સાથેના ગાંધીજીના પત્રવહેવારમાં પણ દખલ કરવામાં આવતી નથી. પણ બીજા માણસો જેલ બહારના લોકો જોડે છૂટથી પત્રવહેવાર કરી શકતા નથી.' નેહરૂ કહે: 'મહાસભાના જે સભ્યો જેલમાં હોય છે તે નાસી છૂટવાનો પ્રયત્ન કદી કરતા નથી, કેમકે મહાસભાના સભ્યોએ છડેચોક સવિનય ભંગ કરીને ઈરાદાપૂર્વક કારાવાસ વહોરી લીધેલો હોય છે. બ્રિટિશ રાજ્ય સામેની ગાંધીજીની સત્યાગ્રહની એકે લડતમાં કશું છાનુંછપનું કે ગુપ્ત

હોતું નથી. મહાસભા પહેલાં કાનૂનભંગ કરવાનો ઈરાદો જાહેર કરે છે, ને પછી કાનૂનભંગ કરે છે. અને મહાસભાવાળો કેદી નાસી જાય, તો તે માત્ર તરત ફરીવાર સવિનય ભંગ કરીને ફરી જેલમાં પુરાવાને માટે જ.'

નેહરૂ હવે આગામી લડતને વિષે ગાંધીજીની સાથે પૂરેપૂરા સંમત થયા હતા. ગાંધીજીને અનુસરતાં તેમને આનાકાની એટલા માટે થતી હતી કે તેમણે એવી આશા રાખેલી કે પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ કે ચાંગ કાઈ શેક કે બીજું કોઈ હિંદના મામલામાં વચ્ચે પડશે, અંગ્રેજો ને હિંદીઓ વચ્ચેની મડાગાંઠ તોડશે, ને અંગ્રેજોની સામે સંગઠિત વિરોધ કરવાની જરૂર નહીં રહેવા દે. લોકશાસનવાળા દેશોના ઘણા ઊંચા હોદ્દાવાળા અમલદારોના કરતાં બહુ પહેલેથી નેહરૂ ધરી રાજ્યો સામે વિરોધની લાગણી ધરાવતા હતા. લોકશાસનવાળાં રાજ્યોએ ધરી રાજ્યોને રીઝવવાની નીતિ ચલાવેલી તેની સામે તેમણે વિરોધ પ્રદર્શિત કરેલો. જપાન, મુસોલીની ને હિટલરની સામે તેમનો જે વિરોધ હતો તે લેખી રૂપમાં નોંધાયેલો હતો. ધરી રાજ્યોની સામેના યુદ્ધમાં અંગ્રેજોને મૂંઝવણ ઉત્પન્ન કરવાની એમની ઈચ્છા નથી. પણ તેમને લાગે છે કે પૂર્વ એશિયામાં અંગ્રેજોએ જેવી હાર ખાધી તેવી હાર હિંદુસ્તાનમાં ખાવામાંથી તેઓ બચી જાય એવાં પગલાં લેવાની અંગ્રેજોને ફરજ પાડવી જોઈએ. અંગ્રેજો પાસે જે લશ્કરી બળ છે તેના વડે તેઓ હિંદુસ્તાનનો બચાવ કરી શકશે એમ એમને લાગતું નથી. એટલે તેઓ કહે છે કે 'હિંદી લોકોનો તેમના દેશના બચાવમાં ટેકો મળે એવાં પગલાં ભરવા જેટલું ડહાપણ અંગ્રેજોમાં આવવું જોઈએ.'

જૂન ૧૦, ૧૯૪૨

આજે સેવાગ્રામમાં મારો છેલ્લો દિવસ છે. હું પાંચ વાગે ઊઠ્યો. નેહરૂ ક્યારના ઊઠીને ગાંધીજી સાથે વાતો કરવા ગયા હતા. તે સાત વાગે

પાછા આવીને કહેઃ ‘ મૌલાના સાહેબ [ અબુલ કલામ આઝાદ ] અને હું આજે વર્ધા જઈએ છીએ. ગાંધીજી પણ થોડા વખતમાં ત્યાં આવશે. ત્યાં અમારે કેટલીક ખાનગી ચર્ચા કરવાની છે. ’ અમે એમ નક્કી કર્યું કે મારે પણ એમની સાથે વર્ધા જવું, ને ત્યાંથી હૈદરાબાદની ગાડી લેવી. આશ્રમવાસીઓ મને વિદાય આપવા આવવા લાગ્યા. એમણે સહુએ બહુ જ મીઠાશથી વિદાય આપી. તેમણે મારા પ્રત્યે અત્યંત સૌજન્ય બતાવ્યું હતું એમ તો મને લાગ્યું જ હતું. મહાદેવ દેસાઈ આવ્યા, મને એક કોરે લઈ ગયા, ને ગાંધીજીની ગિરફતારીની શકયતા વિષે મારી જોડે વાત કરી. એમણે કહ્યું કે ‘ ૧૭ મી જૂને ગાંધીજીને પકડવામાં આવશે એવી અફવા મેં સાંભળી છે. ’ મેં કહ્યું: ‘ મને એ વિષે શંકા છે. મને તો લાગે છે કે મહાસભા સવિનય ભંગ શરૂ કરવાનો ચોકસ ઠરાવ પસાર કરે ત્યાં સુધી અંગ્રેજો રાહ જોશે. ’ દેસાઈ કહેઃ ‘ તમે તરત જ નવી દિલ્હી જતા નથી એ દુઃખની વાત છે; કેમકે ગાંધીજી વાઈસરૉયને મળવા માગે છે, ને તેમને આશા છે કે તમે એ મુલાકાત ગોઠવી શકશો. ગાંધીજી માને છે કે તેઓ જો વાઈસરૉય જોડે વાત કરી શકે તો બે જણ કંઈક સમાધાન પર આવે. ’

મધ્યાહ્નને સુમારે — ગરમી ૧૧૦ અંશ હશે — આઝાદ, નેહરૂ અને હું મોટરમાં બેઠા, અને ધગધગતી ધૂળવાળા રસ્તા પર થઈને વર્ધામાં આવેલે મહાસભાને અતિથિનિવાસે જવા નીકળ્યા. પાંચ માઈલની મજલ હતી. આઝાદ મોટા કાઠાવાળા માણસ છે. તેમનું શરીર ખડતલ છે; માથું મોટું છે; દાઢી ટૂંકી, સફેદ ને અણીદાર છે; વાળ સફેદ ને ટૂંકા છે; ને અવાજ મક્કમ છે. ઘણાખરા હિંદીઓના કરતાં તેમની ચામડી વધારે ઊજળી છે. તેમનું કુટુંબ ચારસો વરસ પહેલાં અરબસ્તાનથી હિંદ આવેલું. તેઓ હિંદના એક સૌથી વિશેષ જાણીતા મુસલમાન છે. તેમણે કુરાને શરીફનો ઉર્દૂમાં તરજુમો કર્યો છે; અને અરબી શાસ્ત્રગ્રન્થો ને ઇસ્લામના ઇતિહાસના વિષયમાં તેમનું વચન પ્રમાણભૂત

મનાય છે. સહુ એમને 'મૌલાના' કહે છે. મૌલાના એટલે મુસ્લીમ વિદ્વાન અને ધર્મવેત્તા.

અમે ત્રણ જણ વર્ધાના અતિથિનિવાસની એક ઠંડી ઓરડીમાં જમ્યા. આઠ દિવસમાં પહેલીવાર મેં વીજળીના પંખાની આહ્લાદક અસર અનુભવી. જમ્યા પછી મેં આઝાદની મુલાકાત લીધી. નેહરૂએ દુભાષિયાનું કામ કર્યું. આઝાદ અંગ્રેજી સમજે છે, પણ તે બોલતાં તેમને સંકોચ થાય છે. એટલે નેહરૂને મારા સવાલોનો તરજુમો ન કરવો પડતો; માત્ર આઝાદના જવાબોનો જ તરજુમો કરવો પડતો. ક્રિપ્સ સાથેની મોટા ભાગની વાટાઘાટ આઝાદે ચલાવેલી. તેમણે કહ્યું કે ક્રિપ્સે એમને બહુ નિરાશા ઉપજાવી છે. ક્રિપ્સ હિંદુસ્તાનના મિત્ર હશે એવી ધારણા એમણે રાખેલી. ક્રિપ્સે એમને ચોકસ કહેલું કે હિંદમાં નવી રાષ્ટ્રીય સરકાર થશે; તે જવાબદાર પ્રધાનમંડળની પેઠે કામ કરશે, ને રાજનીતિ ઘડવામાં વાઇસરૉય ઇંગ્લંડના રાજા જેટલી જ નહીંજેવી દખલ કરશે. આ ધારણાને આધારે જ ક્રિપ્સ સાથેની વાટાઘાટો ચાલેલી. બ્રિટિશ સેનાધિપતિ અને રક્ષણ ખાતાના હિંદી પ્રધાન વચ્ચે હિંદના રક્ષણની વહેંચણીને વિષે અમુક સમજૂતી પર તેઓ લગભગ પહોંચ્યા હતા. આઝાદ કહે: 'પછી સાવ એકાએક, ૯ મી એપ્રીલે, ક્રિપ્સે મને કહી દીધું કે વાઇસરૉયની "વીટો"ની સત્તાનો અંત આણવાની બ્રિટિશ સરકાર ના પાડે છે.' આઝાદને લાગ્યું કે ક્રિપ્સે વચન આપ્યું, ને પછી જોયું કે લંડન એમને એ પાળવા દે એમ નથી. તેઓ કહેઃ 'બ્રિટન અને હિંદ વચ્ચેના સમાધાનની ચાવી તે અનેક પક્ષોના સંયુક્ત પ્રધાન-મંડળવાળી કામચલાઉ સરકારની સ્થાપના છે. આ પ્રધાનમંડળમાં મોટા ભાગની જગાઓ પોતાને મળે એવી મહાસભા પક્ષની ધારણા નથી.'

મેં પૂછ્યું: 'ક્રિપ્સની નિષ્ફળતા પછી હિંદી પ્રજાની વૃત્તિ કેવી છે?' તેઓ કહે: 'એ વૃત્તિ અમુક અંશે લાચારીની છે. એમાં અમુક વિરોધનું તત્ત્વ પણ છે. પણ મુખ્યત્વે લોકલાગણી એવી છે કે બ્રિટિશ

સરકાર સાથે સમાધાન પર આવવાનો પ્રયત્ન જ ફોગટ છે. અંગ્રેજોએ કંઈજ ન છોડવાનો નિર્ધાર કર્યો છે. ઘણા મુસલમાનોનાં મન પર એવી જ છાપ પડી છે.'

વળી કહેવા લાગ્યા : 'હિંદની અત્યારની રાજદ્વારી આબોહવામાં કોઈ પણ મુસલમાન નેતા આઝાદીનો વિરોધ કરી શકે એમ નથી. મુસ્લીમ લીગ પ્રગતિની વિરોધી છે, ને તેનો આધાર મુખ્યત્વે જમીનદારો પર છે. હિંદના મુસલમાનોમાંથી પંચાણુ ટકા હિંદુઓના વંશજ છે. બાકીના મુસલમાન વિજેતાઓની સાથે આવેલા. છતાં તેઓ પણ — જેમાં મારા પણ કુટુંબનો સમાવેશ થાય છે — અહીં ભળી ગયા છે.' ગાંધીજીએ જે વાત મને કહેલી તે એમણે પણ કહી: 'બંગાળમાં હિંદુ તેમજ મુસલમાન બંગાળી ભાષા બોલે છે; ને તેમનો પહેરવેશ ને તેમની રહેણી સરખાં છે. મદ્રાસમાં એ સહુ તામીલ બોલે છે. ગામડાંમાં ધાર્મિક કોમો વચ્ચેના ભેદ બહુ ઓછા છે. હિંદુઓ સાથેના સાટામાં વાપરવાના હુકમના પાન તરીકે જ ઝીણાને પાકિસ્તાન જોઈએ છે. એ પાનું ઇંગ્લંડે મહેરબાની કરીને એમને આપ્યું છે.'

નેહરૂ અને આઝાદ બંનેએ મને ખાતરી આપી કે મુસલમાનો હિંદના સમૂહતન્ત્રમાંથી છૂટા પડવા માગતા હોય તો હિંદમાં કોઈ એમને બાંધી રાખવા માગતું નથી. આઝાદ કહે: 'પણ હું શાદી પહેલાં તલ્લાક આપવામાં માનતો નથી. હિંદુ અને મુસલમાન સાથે રહેવાનો પ્રયત્ન કરી જુએ ને તેમાં નિષ્ફળ નીવડે, તો પછી છૂટા પડી શકાય. પણ મુસલમાનોની મોટી સંખ્યા હિંદની એકતામાં માને છે; અને એ એકતાને ઠીકઠીક અજમાયશ અપાતા પહેલાં તેમાં ભાગલા પાડવાની તેમની ઇચ્છા નથી.'

બપોરે ત્રણ વાગે ગાંધીજી એકાએક અતિથિનિવાસમાં આવી પહોંચ્યા. તેઓ આવ્યા ત્યારે હું બારણા પાસે હતો. તેમના મુખ પર સ્મિત છવાયેલું હતું. જે મોટરમાં નેહરૂ, આઝાદ અને હું વર્ધા આવેલા

તે મોટર ગાંધીજી અને દેસાઈને લેવા સેવાગ્રામ પાછી ગયેલી. વર્ધા પોણો માઈલ રહ્યું ત્યાં મોટર ખોટકી પડી. ગાંધીજી ઊતરી પડ્યા, ને હિંદના બળબળતા બપોરના તડકામાં ચાલતા આવ્યા. અતિથિનિવાસમાં આવ્યા ત્યારે તેમના મનમાં વિજય મેળવ્યાની લાગણી હતી, ને તેમણે 'ઉદ્યોગયુગનાં આ નવાં યન્ત્રો' વિશ્વાસપાત્ર નથી તેને વિષે ટીકા કરી.

થોડીક મિનિટમાં ગાંધીજી આઝાદ અને નેહરૂની સાથે વાતો કરવા બેઠા. બારણું ખુલ્લું હતું, તેમાં થઈને હું અંદર ગયો, પણ એમની વાત હિંદુસ્તાનીમાં ચાલતી હતી એટલે પાછો ફર્યો. પાછળથી અમેરિકાના એસોસિયેટેડ પ્રેસના હિંદ ખાતેના જુવાન પ્રતિનિધિ ગ્રવર મુલાકાત માટે આવી પહોંચ્યા. તેમને ગાંધીજીએ કહ્યું કે 'હિંદ અત્યારે મડદું છે, ને મડદું રહીને તે લડાઈ જીતવામાં ઝાઝી મદદ આપી શકે એમ નથી. હિંદુસ્તાન બ્રિટનની રાજદ્વારી ધૂંસરીમાંથી મુક્ત થાય એમ હું ઇચ્છું છું. તે પછી હિંદુસ્તાન પોતાનું રક્ષણ કરવાને પૂરેપૂરા બળપૂર્વક ખડું થશે.'

રાતે સાડાનવે મેં વર્ધા છોડ્યું. મેં વિદાય લીધી તે વખતે ગાંધીજીએ દઢતાથી મારી સાથે હાથ મિલાવ્યો, ને મને ફરી આવવાનું કહ્યું.

સાત દિવસમાં હું વિમાનમાં બેસીને હિંદુસ્તાનથી ન્યૂ યૉર્ક પાછો આવ્યો. મારા આવ્યા પછી થોડે વખતે એક અખબારનવીસે મારી મુલાકાત લીધી ને મને પૂછ્યું: 'તમે ગાંધીજીને રોટી–માખણનો કાગળ* લખ્યો?' મને તેમ કરવાનું સૂઝયું નહોતું.

---

* આ કંઈક અમેરિકન શબ્દપ્રયોગ લાગે છે. એનો ચોકસ અર્થ સમજાતો નથી.

—અનુવાદક

## આલોચના

હું સેવાગ્રામથી નીકળ્યો ત્યારપછી ગાંધીજીએ પ્રેસીડેન્ટ રૂઝવેલ્ટ પર લખેલો એક કાગળ મને મોકલી આપ્યો. આ કાગળની સાથે હાથે લખેલી એક ચિઠ્ઠી હતી, તેમાં ગાંધીજીએ લખેલું: 'આ કાગળ તમને ન ગમે તો ફાડી નાખજો. એને બદલે બીજું કંઈ હું લખું એમ તમે ઈચ્છતા હો તો મને કહેજો.' ગાંધીજીમાં ગુમાન લવલેશ નથી.

ગાંધીજી ભૂલ કબૂલ કરતાં કદી અચકાતા નથી, ને તે જાહેર રીતે કબૂલ કરવાનું તેઓ વધારે પસંદ કરે છે. ૧૯૪૨ ના મેમાં, સર સ્ટેફર્ડ ક્રિપ્સની મુલાકાત નિષ્ફળ નીવડી એને પરિણામે, ગાંધીજીએ જાહેર કર્યું કે 'અંગ્રેજોએ જવું જોઈએ.' તેમણે કહ્યું કે અંગ્રેજોએ તેમનું લશ્કર ખસેડી લેવું જોઈએ; ને નહીં ખસેડી લે તો પોતે સવિનય ભંગની લડત શરૂ કરશે. પણ જૂનમાં તેમણે આ માગણીમાં ફેરફાર કર્યો. તેમના સાપ્તાહિક 'હરિજન'માં તેમણે લખ્યું: 'મારા પહેલા લખાણમાં એક દેખીતું ગાબડું હતું. મારા સંખ્યાબંધ મુલાકાતીઓમાંના એકે તે જોયું કે તરત જ મેં તે પૂરી દીધું. અહિંસા કડકમાં કડક પ્રામાણિકતા માગે છે; પછી ભલેને તેની કિંમત ગમે તેટલી ભારે આપવી પડે. એટલે, એ જો મારી નબળાઈ હોય તો, પ્રજાએ તે સાંખી લેવી રહી છે. જે પગલું લેવાથી અચૂક હાર થાય તે પગલું લેવાનું મિત્રરાજ્યોને કહેવાનો અપરાધ મારે હાથે ન થઈ શકે........મિત્રરાજ્યોનું લશ્કર એકાએક ખસેડી લેવામાં આવે તો સંભવ છે કે તેને લીધે જપાન હિંદુસ્તાન પર કબજો જમાવે ને ચીનનું અચૂક પતન થવા પામે. મારા કાર્યમાંથી એવી કશી આફત નીપજે એવી મને લવલેશ કલ્પના નહોતી. એટલે, મને લાગે છે કે [ હિંદને સ્વતંત્ર બનાવવાની ] મારી દરખાસ્ત સ્વીકારવામાં આવે તે છતાં, જો જપાનને કબજો કરીને બેસતું અટકાવવા માટે મિત્રરાજ્યોને હિંદમાં રહેવું જરૂરનું લાગે, તો તેમણે રહેવું જોઈએ......'

સામાન્ય કોટિનો મુત્સદ્દી જ્યારે કોઈ હોદ્દો મેળવવા કે પોતાની નીતિનો સ્વીકાર કરાવવા માગે છે ત્યારે તે વચન આપે છે કે, તમે જો તેને ટેકો આપશો તો, તે તમને શાન્તિ ને આબાદી, કરમાં ઘટાડો, નફામાં વધારો — અથવા કહો કે ચંદ્ર અને તારા — અપાવશે. ગાંધીજીનું જીવન-ધ્યેય સ્વદેશની સ્વતન્ત્રતા છે. એટલે તેમણે ઇંગ્લંડ અને જગતને એવી ખાતરી આપવી જોઈએ કે તેમની કારકિર્દીની આ ઊંચામાં ઊંચી મુરાદ જો બર આવશે તો હિંદુસ્તાનમાં સહુ સારાં વાનાં થશે. તેને બદલે તેઓ તો કહે છે: 'અંગ્રેજો જાય પછી દેશમાં સુવ્યવસ્થા જ રહેશે એવી મારી ખાતરી નથી. સંભવ છે કે અંધાધૂંધી પણ થાય. મેં કહ્યું છે કે "અંગ્રેજો વ્યવસ્થિત રીતે જાય, ને હિંદુસ્તાનને ભગવાનને ભરોસે છોડી દે." એવી અવહેવારુ ભાષા તમને કદાચ ન ગમે. તો ભલે એને અરાજકતા કહો. બૂરામાં બૂરું પરિણામ તો એ જ આવશે. પણ સંભવ છે કે અરાજકતા ન પણ થાય. અમે એને રોકવાનો પ્રયત્ન કરીશું.' પણ આવા કથનને લીધે ગાંધીજીના ટીકાકારોને કહેવાનો લાગ મળી જાય છે કે 'અંગ્રેજો જાય તો અંધાધૂંધી થશે એવી આગાહી ગાંધીજી કરે છે.'

ગાંધીજી કહે છે કે અંગ્રેજો જ્યારે હિંદીઓના હાથમાં સત્તા સોંપશે ત્યારે હિંદી લશ્કરને વિખેરી નાખવામાં આવશે. પણ પળવાર પહેલાં તો તેમણે કહ્યું છે: 'કોઈ પણ હિંદી લશ્કરમાં દાખલ થઈને અથવા/અને નાણાંનો ફાળો આપીને પોતાની જાતે મદદ કરે તેની સામે કશો પ્રતિબન્ધ સ્વાભાવિકપણે નહીં રહે.' વળી બીજે વખતે તેમણે 'હરિજન'માં લખેલું: 'હિંદની કરોડોની વસ્તીમાંથી સૈનિકોની અમર્યાદ સંખ્યા કેળવીને તૈયાર ન કરી શકાય? જગતના કોઈ પણ લશ્કરના જેટલા જ સારા લડવૈયા તેઓ ન બની શકે?' આ બધાનો અર્થ શો છે? ગાંધીજી કેવળ ઊલટાસૂલટી વાતો જ કરે છે શું? ના. જે માણસો ભૂખ્યા રહેતા હતા ને સૈનિક બને તો સારું ખાવાનું મળે એવી આશાએ જેઓ 'સ્વેચ્છાએ' લશ્કરમાં જોડાયા, અથવા તો

જેમને પરાણે એ નોકરીમાં દાખલ કરવામાં આવ્યા, તેવા માણસોના બનેલા લશ્કરને ગાંધીજી વિખેરી નાખવા માગે છે. પણ પછી હિંદુસ્તાન પોતાનું રાષ્ટ્રીય સૈન્ય રચી શકે ને! પણ આ દાખલો તો બતાવે છે કે ગાંધીજીનાં વચનો તેના પૂર્વાપર સંબન્ધમાંથી અળગાં કાઢીને ટાંકવાથી તેમાંથી કેવો ઘોર અનર્થ નિપજાવી શકાય છે.

ગાંધીજી સાથેના નિકટના બૌદ્ધિક સમાગમમાંથી જે આનન્દ મળે છે તેનું એક કારણ એ પણ છે કે તેઓ પોતાના મનનાં દ્વાર ખરેખર ખુલ્લાં મૂકે છે, ને અંદરનો સંચો કેવી રીતે ચાલી રહ્યો છે તે પ્રશ્નકર્તાને જોવા દે છે. ઘણાખરા લોકો જ્યારે વાત કરે છે ત્યારે તેઓ પોતાના વિચારો છેવટના સંપૂર્ણ રૂપમાં રજૂ કરવા મથે છે, જેથી સામા માણસને એના પર પ્રહાર કરવાનો ઓછામાં ઓછો અવકાશ મળે. ગાંધીજીનું એવું નથી. તેઓ પોતાની વિચારસરણીનું એકેએક પગથિયું તત્કાળ પ્રગટ રીતે બોલીને બતાવે છે. જાણે કોઈ લેખક પોતાની વાર્તાનો પહેલો ખરડો પ્રસિદ્ધ કરે, પછી બીજો ખરડો પ્રસિદ્ધ કરે, ને છેવટે ત્રીજો ને આખરી ખરડો પ્રસિદ્ધ કરે, એના જેવું એમનું છે. પેલા વાર્તાકારની સામે વાચકો ભલે વિરોધના પોકાર કરે, ને કહે કે વાર્તાનું વસ્તુ બદલાઈ ગયું છે, જે લોકપ્રિય નાયક હતો તેને ખલનાયક બનાવી દેવામાં આવ્યો છે, વગેરે. એવા વિરોધના પોકારોને ગાંધીજી કાને ધરતા નથી. તેઓ તો કહે છે કે ‘હા, મેં મારો વિચાર બદલ્યો છે.’ વસ્તુત: તેમને જેમ જેમ વિચાર આવતા જાય તેમ તેમ તેઓ તે બોલી બતાવે છે; અને એ વિચારની આખી ક્રિયા પ્રસિદ્ધ થવા દે છે. આથી કેટલાક લોકો ગૂંચવાડામાં પડે છે; ને બીજાઓ એમ કહેવા પ્રેરાય છે કે ગાંધીજી પોતાનો બોલ ફેરવે છે અથવા તો તેઓ દંભી છે. ગાંધીજીને એ વાતની પરવા નથી. સંભવ છે કે તેઓ એટલા બધા વૃદ્ધ, નિરભિમાન, ને ઇહલોકને વિષે વીતરાગ હોય કે બીજાઓનાં મન પર પોતાની કેવી છાપ પડે છે એની એમને ફિકર ન હોય. હિંદમાં હું ઘણા હિંદીઓ ને

અંગ્રેજોને મળ્યો ત્યારે તેમણે મને ચેતવણી આપેલી કે તેમની કહેલી વાતો પ્રસિદ્ધ કરવા માટે નથી. ગાંધીજીએ એવી ફિકર કદી રાખી નહોતી કે હું એમને વિષે શું લખીશ કે એમના શબ્દો કેવી રીતે ટાંકીશ. તેઓ કોઈ ત્રીજાને સંભળાવવા માટે મારી જોડે બોલતા નહોતા; તેઓ તો મને જ ઉદ્દેશીને વાત કરતા હતા, ને જે કંઈ કહેતા હતા તે મને પોતાને સંભળાવવા માટે કહેતા હતા. હિંદની મુસ્લીમ લીગના સદર મહમદઅલી ઝીણાની સાથે મેં ઘણા કલાક ગાળ્યા હતા. તેઓ ધારાસભામાં ઝળકી ઊઠે છે; વાદવિવાદમાં કુશળ છે; ને કશી પણ લાંચ કે લાલચને વશ ન થાય એવા મુત્સદ્દી છે. પણ તેમણે તો મારી સામે જોઈને જાણે કોઈ ત્રીજાને જ સંભળાવવાને વાતો કરી. તેઓ પોતાની વાત મારે ગળે ઉતારવાનો પ્રયત્ન કરતા હતા. હું એમને કંઈક સવાલ પૂછતો ત્યારે મને લાગતું કે જવાબમાં ગ્રામોફોનની થાળી વાગી રહી છે. એ બધી વાતો મેં અગાઉ સાંભળી હતી; અથવા તેમણે મને આપેલા સાહિત્યમાંથી હું તે વાંચી શકત. પણ હું ગાંધીજીને કંઈક પૂછતો ત્યારે મને લાગતું કે મેં કંઈક સર્જનક્રિયા શરૂ કરી છે. હું તેમના મનને કામ કરતું જોઈ ને સાંભળી શકતો. ઝીણાની સમક્ષ તો હું ગ્રામોફોનની થાળી પર ફરતી ટાંકણીનો અવાજ જ સાંભળી શકતો. ઝીણાએ એમના આખરી નિર્ણયો સિવાય બીજું કશું મને ન સંભળાવ્યું. પણ ગાંધીજી કેવી રીતે વિચાર કરીને નિર્ણય પર આવે છે એનું એકે-એક પગલું હું જોઈ શકયો. એટલે ઝીણા કરતાં એમની સાથે વાત કરવાનું માણસને ઘણું વધારે શૂર ચડે છે. ગાંધીજી સાથેની વાતમાં તમે જો યોગ્ય જગાએ ઘા કરો તો તેમના વિચારનો એકાદ નવો જ ઝરો વહેવા માંડે છે. તેમની સાથેની મુલાકાત એ શોધખોળ માટે કરેલો પ્રવાસ છે; અને તેઓ જે વાતો કહે છે તેનું કેટલીકવાર તેમને પોતાને આશ્ચર્ય થાય છે. અમારી વાતો ચાલી તે વખતે તેમના જે મન્ત્રીઓ અમારી જોડે બેઠા હતા તેમને એમનાં કથનોની નવીનતા જોઈ ને

આશ્ચર્ય થતું. તેથી જ હું ગાંધીજી પાસેથી ને ગાંધીજીને વિષે આટલું બધું જાણી શક્યો. તેમણે મને માત્ર હકીકતો ને અભિપ્રાયો જ ન આપ્યાં. તેમણે તો મારી આગળ પોતાનું અંતર પ્રગટ કર્યું. તેમણે મને પોતાની વિરુદ્ધ વપરાય એવો દારૂગોળો પણ આપ્યો. દાખલા તરીકે, તેમના મૌનવારમાં જે ગુણો ખરેખર નથી એમ તેઓ જાણે છે તે ગુણોનું આરોપણ તેમણે તેનામાં કર્યું છે, એમ કહેતાં ગાંધીજીને સંકોચ ન થયો. પણ એ જ ગાંધીજીની ખૂબી છે. એમના મગજમાં ભૂરી પેનસીલ નથી; તેઓ પોતાના વિચારો પર છેકાછેક કરીને પછી મોંમાંથી વચન કાઢતા નથી. એને લીધે કેટલાક મુત્સદ્દીઓ તેમને વિષે મૂંઝવણમાં પડે છે કે તેમના પર ચિડાય પણ છે. દાખલા તરીકે તેઓ કહે છે કે 'મને તક મળે તો હું જપાન જાઉં ને યુદ્ધનો અન્ત લાવવાનો પ્રયાસ કરું.' તેમને ખબર છે, ને તેઓ તરત જ ઉમેરે છે, કે ત્યાં જવાની તક તેમને કદી મળવાની નથી; ને તેઓ જાય તો તેથી કંઈ જપાન સુલેહ ન કરે. તો પછી 'હું જપાન જાઉં' એમ તેમણે શા સારુ કહ્યું? તેમને એ વિચાર આવ્યો એટલા માટે. શાન્તિવાદી તરીકે તેમને લડાઈ બંધ કરાવવાનું ખરેખર ગમે. એ આશા વહેવારમાં સફળ થવી અશક્ય છે એટલા માટે એ બોલી ન બતાવવી, એવો વિચાર ગાંધીજી કરતા નથી.

અવહેવારુ ને જરીપુરાણા લાગે એવા વિચારોનું પ્રતિપાદન કરવામાં કેટલીકવાર ગાંધીજીને આનન્દ આવે છે. તેઓ આધુનિક શોધોની હાંસી કરે છે. તેમને ખબર છે કે તેઓ ઘડિયાળના કાંટાને પાછા ફેરવી શકે એમ નથી. મોટરને તેમનાથી નાબૂદ કરી શકાય એમ નથી. પણ તેની ઠેકડી તો તેમનાથી કરી શકાય એમ છે. તેઓ કહે છે કે સમૂહતન્ત્રવાળો રાજ્યકારભાર જરૂરનો નથી. સમૂહતન્ત્રવાળો રાજ્યકારભાર ન હોય તો કેવી મુશ્કેલીઓ ઊભી થાય એ તમે બતાવો, તેથી કંઈ તેમની ખાતરી થતી નથી. પછી તમે આગળ દલીલ કરો, એટલે છેવટે તેઓ કહે છેઃ 'હું સમજું છું કે મારા વિચાર આ જાતના છે તે છતાં આખા

દેશને માટે એક મધ્યવર્તી રાજ્યતન્ત્ર સ્થપાશે.' આ ગાંધીજીનું લાક્ષણિક ચક્ર છે: તેઓ એક સિદ્ધાન્ત રજૂ કરે છે, તેનો બચાવ કરે છે, ને છેવટે કબૂલ કરે છે કે વહેવારમાં તેનો અમલ થઈ શકે એવો નથી. તેમનું મન મુલાયમ અને પ્રવાહી છે. તેઓ જ્યારે કંઈક કામ કરાવવા માગતા હોય ત્યારે તેમનામાં આપખુદ સરમુખત્યારનો કંઈક અંશ હોય છે. ત્યારે તેઓ પોતાની દલીલના વજનથી ને પોતાના અનુયાયીઓના સંખ્યાબળથી વિરોધને કચડી નાખે છે. પણ એમના વિચારમાં આપખુદીનો જરા પણ અંશ નથી. આપખુદ માણસ પોતે ભૂલ કરી છે એમ કદી કબૂલ ન કરી શકે. ગાંધીજી એમ કબૂલ કરી શકે છે; ઘણીવાર કબૂલ કરે પણ છે.

ગાંધીજી ઘણે અંશે હિંદુ છે. હિંદુ ધર્મ સહિષ્ણુ, ને વાદળી જેવો ધર્મ છે. હિંદુઓ એક ઇશ્વરને માને છે. કેટલાક ઈસુ ખ્રિસ્તને પણ માને છે. કેટલાક નિરીશ્વરવાદી છે; તેઓ કહે છે કે હિંદુ ધર્મ એ એક જીવનસ્મૃતિ છે, તેને ઈશ્વરની સાથે કશી લેવાદેવા નથી. કેટલાક મૂર્તિઓને પૂજે છે. કેટલાક પર્વતો, નદીઓ ને દેવદેવીઓને પૂજે છે; એ દેવદેવી તે એક કાળે સ્ત્રીપુરુષો હતાં. એકેશ્વરવાદ અને મૂર્તિપૂજા જેવી પરસ્પરવિરોધી વસ્તુઓ વચ્ચે આ મૂર્તિપૂજકોને કશું ઘર્ષણ દેખાતું નથી. એક હિંદીએ મને કહ્યું: 'નાયગરાનો ધોધ જો હિંદમાં હોત તો તે દેવરૂપે પૂજાતો હોત.' હિંદુ ધર્મના દેવનગરમાં ભરચક વસ્તી છે, છતાં ઘણા હિંદુઓને એવી ખાતરી છે કે એમાં મહાત્મા ગાંધીને માટે એક સ્થાન અલગ નક્કી કરી રાખેલું છે.

ગાંધીજીને વિષે હિંદમાં સામાન્ય લોકલાગણી એવી છે કે તેમણે લોકસેવાને પોતાનું જીવન અર્પણ કરેલું છે. તેઓ લોકોની ઢબે રહે છે; ને લોકો ઘણા જ પછાત હોઈ જેવી હાડમારીઓ ને ગરીબાઈ વેઠે છે તેવી ગાંધીજી પણ વેઠે છે. તેમની પાસે પૈસા કે મિલકત નથી. તેમને જોઈએ છે એક જ વસ્તુ — સ્વતન્ત્ર હિંદ. અને કરોડો હિંદીઓને પણ

એ જ વસ્તુ જોઈએ છે; એટલે ગાંધીજી એક રાષ્ટ્રની ઝંખનાની સાક્ષાત્ મૂર્તિરૂપ બન્યા છે.

હિંદમાં બધે, જ્યારે જ્યારે કોઈ હિંદી અંગ્રેજોની ટીકા કરતો ત્યારે હું તેને આગ્રહપૂર્વક પૂછતો કે તે અંગ્રેજનો વિરોધી કેમ છે. એક હિંદી મુસલમાન, જે બ્રિટિશ સરકારની સીવીલ સર્વીસમાં મોટો હોદ્દો ભોગવે છે, તેમને મેં પૂછ્યું: 'આટલા બધા હિંદીઓનાં મનમાં અંગ્રેજો પ્રત્યે વિરોધ કેમ છે?'

તેઓ કહે: 'અમારાં મનમાં વિરોધ કેમ ન હોવો જોઈએ? એવો સવાલ વધારે યોગ્ય ગણાય. કોઈ પણ પ્રજાને તેના પર રાજ્ય કરતી પરદેશી પ્રજા પ્રત્યે પ્રેમ હોતો નથી.'

ગાંધીજીને નિષ્ઠાવાન મુસલમાન અનુયાયીઓ છે, હિંદુ અનુયાયીઓ છે, તેમજ પારસી ને હરિજન અનુયાયીઓ પણ છે. તેઓ ગાંધીજીને વિષે આસ્થા ધરાવે છે, કેમકે દસકાઓ થયાં તેમણે સ્વદેશને સ્વતન્ત્ર બનાવવાનો બીજા કોઈ પણ માણસના કરતાં વધારે પ્રયાસ કર્યો છે. તેમાંના ઘણા અનેક સવાલોમાં ગાંધીજી સાથે મતભેદ ધરાવે છે. કેટલાક મુસલમાન ગાંધીજી પર એવો આરોપ મૂકે છે કે તેઓ હિંદુ રાજ્ય સ્થાપવા માગે છે. પણ રાષ્ટ્રના ઉદ્ધાર માટે તેમણે કરેલા એકધારા પ્રયત્નોનો ઇનકાર કરનાર જવલ્લે જ કોઈ હશે. અર્વાચીન યુગમાં રાષ્ટ્રીયતા વિષેની ઝંખના માણસોમાં સ્વભાવગત, જન્મસિદ્ધ, ને સ્વયંપ્રેરિત હોય છે. ગાંધીજી એ ઝંખનાના સૌથી પ્રબળ હિંદી પુરસ્કર્તા છે.

ગાંધીજીના મનમાં એવી દૃઢ પ્રતીતિ છે કે તેઓ સેવાગ્રામમાં પોતાની કુટીરમાં બેસી રહે, પોતાના પર આવેલા કાગળો વાંચે, ને પોતાને મળવા આવનારા હિંદીઓની વાત સાંભળે, એટલાથી તેઓ હિંદના જનસમૂહની લાગણી કળી શકે છે ને તેમનાં મનમાં ઊઠતી પ્રાર્થના સાંભળી શકે છે. ગાંધીજી માને છે કે એ જનસમૂહને શું

જોઈએ છે તે પોતે સમજી શકે છે, ને તેથી તેમના વતી કામ કરવાનો પોતાને અધિકાર છે. ગાંધીજી હિંદની સાથે ઓતપ્રોત થઈ ગયેલા છે. તેમણે હિંદની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધ્યું છે. તેમના કાન હિંદનો અવાજ પકડવાને એકાગ્રપણે માંડી રાખેલા હોય છે. એ અવાજ તેઓ સાંભળે છે. તેનો તેઓ ખરો અર્થ કરે છે એવી તેમની ખાતરી હોય છે. એવી ખાતરી એ ઘણીવાર નેતાઓને ગતિપ્રેરક શક્તિ ને માર્ગદર્શક તેજરૂપ થઈ પડે છે. અર્થશાસ્ત્ર ને સમાજવ્યવસ્થા વિષેના પોતાના વિચારોને વિષે ગાંધીજીના મનમાં કદાચ શંકા હોય. પોતાના કામની રીતમાં ને તેના સમયપત્રકમાં ફેરફાર કરવાનું તેઓ કબૂલ કરશે. પણ સ્વરાજના મુખ્ય મુદ્દાને વિષે તેઓ આડાઅવળા જવા, નમતું મૂકવા, ને માંડવાળ કરવા તૈયાર નથી. હિંદીઓ કહે છે કે ગાંધીજીએ સ્વરાજ મેળવવાને જ જન્મ ધારણ કર્યો છે. તેઓ તેને માટે મરવા તૈયાર છે. સદ્‌ગુણોની હિંદી યાદીમાં આપભોગ અને ત્યાગ બહુ ઊંચું સ્થાન ધરાવે છે.

ગાંધીજીનું ડહાપણ, તેમની કુનેહ, અને જે પ્રજા જગતની સૌથી અધિક ધર્મપરાયણ પ્રજા છે તે પ્રજામાં તેમની ઊંડી ધર્મપરાયણતા, એ તેમને મળેલા અગ્રપદનું એક બીજું કારણ છે. પણ લોકહૃદય પર સૌથી વધારે અસર તો રાષ્ટ્રીય સ્વતંત્રતા માટેની તેમની તાલાવેલીની પડે છે. હું માનું છું કે હિંદના સ્વરાજ માટેની તેમની ઝંખના તેમના મનમાં બીજી દરેક વસ્તુ કરતાં — અહિંસા વિષેની તેમની આસ્થા કરતાં પણ — પ્રધાન પદ ભોગવે છે. કંઈ નહીં તો નેહરૂ, આઝાદ ને રાજાજી જેવા જે માણસો પૂર્ણ અહિંસાધર્મી નથી એમ તેઓ જાણે છે તેમની સાથે તેઓ અત્યંત મિત્રાચારીભર્યા સહકારથી કામ કરી શકે છે; પણ હિંદની સ્વતન્ત્રતાના શત્રુઓની સાથે તેઓ કામ નહીં કરી શકે.

સ્વતંત્રતા માટેની ગાંધીજીની સાધનામાં તેમની અને કરોડો

હિંદીઓની વચ્ચે અત્યંત સુરીલો એકરાગ છે. મહાન નેતાઓમાં આવો એકરાગ હોવો જોઈએ; એ તેમની મહત્તાનું ઉત્પત્તિસ્થાન છે. વિન્સ્ટન ચર્ચીલે તેમનાં ઘણાં ભાષણોમાં એ એકરાગ બતાવી આપ્યો છે. ઘણા સાદા અંગ્રેજ નાગરિકો જે વાત અણઘડ ભાષામાં પોતાના પડોશીઓને કે રાત પડ્યે પોતાના મનને કહે છે તે વાત તેઓ છટાદાર ને ભભકભરી વાણીમાં કહે છે. જે નેતા આપણી પોતાની સુધારેલી આવૃત્તિ જેવા હોય તેને આપણે અનુસરીએ છીએ. અર્ધનગ્ન, અધભૂખ્યા, સાદી સમજવાળા જે કરોડો ખેડૂતો ને મજૂરો રાષ્ટ્રીય પ્રયાસ દ્વારા ગૌરવ ને આબાદી પ્રાપ્ત કરવા માગે છે તેમને મન ગાંધીજી પિતા છે ને ભાઈ છે. જે માટીના તેઓ બનેલા છે તે જ માટીમાંથી ગાંધીજી ઘડાયેલા છે. ઊંચા સંસ્કારવાળા અગણિત હિંદીઓ ને જબરદસ્ત ઉદ્યોગપતિઓ, જેઓ પરદેશી ધૂંસરી સામે કે બહારના હાકેમની નરી હાજરી સુદ્ધાંની સામે રોષ ધરાવે છે, તેમની પ્રાર્થનાને પણ ગાંધીજી તૃપ્ત કરે છે.

ગાંધીજીનું જીવન એક જ ચીલા પર ચાલી રહ્યું છે; તેમને સ્વતંત્ર હિંદ જોઈએ છે. એ પણ મહાપુરુષોનું એક લક્ષણ છે. બ્રિટનને પ્રથમ પંક્તિના રાષ્ટ્ર તરીકે ટકાવી રાખવું એ ચર્ચીલનું એકમાત્ર જીવનવ્યાપી ધ્યેય છે. અમીરશાહીના કાદવમાંથી રશિયાને કાઢવું એ લેનીનનું એકમાત્ર ધ્યેય હતું. અમેરિકાનાં સંસ્થાનોની એકતા ટકાવી રાખવી એ લિંકનનું એકમાત્ર ધ્યેય હતું. વિશ્વવિજય એ હિટલરનું ધ્યેય છે. મહાન પુરુષનું સમગ્ર જીવન પણ, સરસ શિલ્પાકૃતિની પેઠે, અખંડ અને એકરૂપ હોય છે.

# ગાંધીજીની યુરોપયાત્રા

કુમારી મ્યુરીએલ લેસ્ટરના 'Entertaining Gandhi'નો
અધિકૃત અનુવાદ

**અનુવાદક : ચંદ્રશંકર શુક્લ**

૧૯૩૧ માં ગાંધીજી બીજી ગોળમેજી પરિષદ માટે વિલાયત ગયેલા ત્યારે લંડનના પૂર્વ ભાગમાં ગરીબોના લત્તામાં આવેલા કુમારી મ્યુરીએલ લેસ્ટરના સેવાકેન્દ્ર કિંગ્સલી હૉલમાં ઊતરેલા. ઇંગ્લંડમાં એ અસાધારણ બનાવ હતો, ને તેણે લોકોનું ધ્યાન ઘણું ખેંચેલું. કુમારી લેસ્ટરે ગાંધીજીની એ વિલાયત-યાત્રા વિષે આ પુસ્તક લખેલું છે. ગાંધીજીની દિનચર્યા, વિવિધ પ્રકારની પ્રસિદ્ધ અપ્રસિદ્ધ વ્યક્તિઓ સાથેની ગાંધીજીની મુલાકાતો ને વાતચીતો, આસપાસના લત્તામાં રહેતા ગરીબો સાથેનો ગાંધીજીનો સંપર્ક, બાળકો સાથેના અનેક રમૂજી ને રસિક પ્રસંગો, ગાંધીજીના યજમાન તરીકે પોતાને થયેલા વિવિધ અનુભવો, ગાંધીજીએ લીધેલી અનેક સ્થળોની મુલાકાતો વગેરે અનેક પ્રસંગવર્ણનોથી આ પુસ્તક ભરપૂર છે. વિલાયતથી હિંદ પાછા આવતાં ગાંધીજીએ પારીસ, મહર્ષિ રોમેં રોલાંનું નિવાસસ્થાન વીલીનવ, અને રોમની જે મુલાકાતો લીધેલી તેના પણ પ્રસંગો એટલી જ રસભરી વીગતોથી લેખિકાએ વર્ણવેલા છે. ગુજરાતી વાચકોને માટે લગભગ બધા પ્રસંગો અજ્ઞાત જેવા છે, ને તેની પ્રથમ જાણ આ પુસ્તક દ્વારા થશે. ગાંધીજીની એ યુરોપયાત્રા તેમના જીવનમાં તેમજ આપણા દેશના રાજકાજમાં ઐતિહાસિક મહત્ત્વની હતી. એની ઘણી વીગતો આ પુસ્તક આપણને આપે છે.

: પ્રકાશક :

વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ,
૩, રાઉંડ બિલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ ૨.